ભાઈ કાંતિલાલ ધીયાને

ખૂબ પ્રવાસો ખેડો
એવી શુભેચ્છાઓ સાથે



# ૧ પુસ્તક અંગે

મુસાફરી એ જેમનું વ્યસન છે તેમાંનો એક હું છું. હિમાલયથી તે કન્યાકુમારી સુધી મોટરને રસ્તે ઘૂમવાનો અમારો બધાનો મનોરથ ઈશ્વરે પૂરો કર્યો તેમાં એની કૃપા સિવાય બીજું કાંઈ નથી.

આ પુસ્તકનાં પહેલાં સાતઆઠ પ્રકરણો શ્રીરંગમાં છપાયાં પછી કેટલાક મિત્રોનો આગ્રહ થયો કે દક્ષિણના પ્રવાસનું મારે એક સળંગ પુસ્તક આપવું. એમની એ ઇચ્છા આજે હું તૃપ્ત કરી શકું છું. તેથી મને આનંદ થાય છે. સાથે સાથે મારે જણાવવું ઘટે કે મારા પ્રત્યેના એમના સદ્ભાવ બદલ હું આભારી છું.

મુસાફરી એ કેવળ ભૂવિસ્તારનું દર્શન નથી, પરંતુ મુસાફરનો મનોવિસ્તાર પણ એમાં સંક્રાન્ત થતો હોય છે. બાહ્યસૃષ્ટિની સાથે આંતરસૃષ્ટિનું જ્યારે મિલન થાય છે, ત્યારે જ આનંદની ધારા વહેતી થાય છે. સાહિત્યના સર્જનમાં અને આસ્વાદનમાં આંતરસૃષ્ટિ સાથેનો સંબંધ અખંડ હોવો જોઈએ.

આ પુસ્તકના જૅકેટ ઉપરનું ચિત્ર સૌ. વસુમતી યશોધર મહેતાએ આપ્યા બદલ હું તેમનો આભારી છું.

આ પ્રકાશનનો રસ લઈ સત્વનો આપ્યા બદલ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયનો પણ આભારી છું અને ભાઈશ્રી જયભિખ્ખુનો પણ આભારી છું.

મારી આ ૪૪ રાત્રિઓ આપની એકાદ સાંજનો જો વિષય બનશે તો હું મને કૃતકૃત્ય માનીશ.

શિવસદન : શાહીબાગ
અમદાવાદ-૪
૧૫મી ઑગસ્ટ, '૬૦.

—યશોધર મહેતા



## અનુક્રમ


૧. યાત્રારથ ૩

૨. અણધારી મહેમાનગીરી ૭

૩. મુંબઈ અલબેલી ૧૩

૪. પૂનાને પંથે ૧૬

૫. શિવાજીના ડુંગરા ૨૨

૬. બેલગામથી હરિહર ૨૮

૭. હરિહરથી બેંગલોર ૩૩

૮. નંદી દુર્ગ ૪૨

૯. મહીસુર ૪૬

૧૦. શિવસમુદ્રમ્ અને સોમનાથપુર ૫૧

૧૧. કૃષ્ણરાજસાગર અને શ્રીરંગપટ્ટણ ૫૬

૧૨. ઉટાકામંડ ૬૧

૧૩. કોઈમ્બતુરમાં આતિથ્ય ૬૮

૧૪. કોચીનની રાત ૭૨

૧૫. કેરલનો કાંઠો ૭૬
૧૬. અનંતશયનમ્ ૮૦
૧૭ કેરલનો ધોબી ૮૬
૧૮. કન્યાકુમારીમાં પાદપ્રક્ષાલન ૮૯
૧૯. મીનાક્ષી અને સુંદરેશ્વર ૯૬
૨૦. રામેશ્વર ૧૦૦
૨૧. કોડી કેનાલ ૧૦૪
૨૨. ત્રિચિનોપલ્લી અને શ્રીરંગમ્ ૧૦૯
૨૩. એક વિચિત્ર અનુભવ ૧૧૫
૨૪ શિવપુરના કમરઅલી દરવેશ ૧૨૦
૨૫ શિરડીના સાંઈબાબા ૧૨૮
૨૬. મહાકાલની તપસ્વિની ૧૩૬
૨૭ પૂર્ણાહુતિ ૧૪૨

## ૧. યાત્રારથ

દક્ષિણ ભારતનો આ મારો પહેલ વહેલો પ્રવાસ હતો કેટલાંય વર્ષોથી વિચાર કર્યા કરતો હતો, પરંતુ આખરે તા ૨૮–૪–'૫૯ ના રોજ સવારે ૭ વાગ્યે એ વિચાર અમલી બની શક્યો મૂળ તો તા ૨૬–૪–'૫૯ ની પસંદગી કરી નીકળવાનું રાખ્યું હતું, પણ કોણ જાણે કેમ, આખરે ૨૮ મી પસંદ થઈ મનુષ્યની પસંદગીઓની પાછળ દષ્ટ અદષ્ટ કયા કારણો ભાગ ભજવતા હશે તેનો નિર્ણય હુ હજી કરી શક્યો નથી.

બી વાય એ ૭ હજાર ચાર સો અઢાર, જેને અમે અમારો 'યાત્રારથ' કહીએ છીએ, તેમા અમે આઠ જણા ગોઠવાઈ ગયા ચાર અમે અને બીજા નોકરો વચનો પુત્ર મુંબઈ ગયો હતો, તેને મુંબઈથી સાથે લેવાનો હતો

અમે કયા કયાં ફરવાનો મનસૂબો ઘડ્યો હતો? બેંગલોર, મહીસુર, ઊટી, કોચ્ચિ, કન્યાકુમારી, રામેશ્વર, મદુરા, કોડીકેનાલ, ત્રિચિનોપલી, મદ્રાસ, ચિદમ્બરમ્–આખું દક્ષિણ ભારત અમારું સ્ટેશનવેગન સાજું સમું હતુ અને અમે પણ સાજાસમા હતા આનંદભેર અમે નીકળ્યા અને અઢી–ત્રણ કલાકે વડોદરે આવી પહોચ્યા ત્યારે અમારી ભાણી નાહતી હતી એને નાહતા ઓછામા ઓછો કલાક થાય સારા નસીબે હવે પદર–વીસ મિનિટ જ બાકી હતી. એને ત્યા ચા પી અમે અમારો યાત્રારથ મિયાંગામ–કરજણ તરફ મારી મૂક્યો, કારણ કે કરજણની

લાયબ્રેરીમાં મારું ભાષણ ગોઠવાયું હતું અને મારી પ્રવચનવાસના સંતોષવાને હું ઇંતેજાર હતો. કરજણ એ જ મિયાંગામ. રેલવે સ્ટેશનનું નામ મિયાંગામ અને ગામનું નામ કરજણ.

કરજણ ગામમાં દાખલ થઈ પુસ્તકાલયમાં આવી પહોંચતાં ઘણા ખાડા-ટેકરા ઓળંગવા પડ્યા અને તેમ કરતાં યાત્રારથ લગભગ અધમૂઓ થઈ ગયો. ત્યારે મને થયું કે મેં મારી પ્રવચનલોલુપતા ઉપર જો જય મેળવ્યો હોત તો કેવું સારું!

રાબેતા મુજબ ભાષણ કરી પુસ્તકાલયના ઓદ્દેદાર ભાઈઓનાં હેત પામી, તેમનું ભોજન જમી પરવારી, અમે બધાં ભરૂચને રસ્તે પડ્યાં. કરજણથી ભરૂચનો રસ્તો ભલે ડામરનો કહેવાતો હોય, પણ ગામડાના ચીલા ઉપર ડામર પાથરી દીધા સિવાય એના ઉપર બીજું કાંઈ કરવામાં આવ્યું નથી. રસ્તાઓની બાબતમાં ગુજરાતની કમનસીબીની કથા કરજણથી શરૂ થઈ. મોટર ઊછળ્યા કરતી હતી અને પેટમાં ગડબડગોટા થતા હતા.

ભરૂચ પહોંચ્યા ત્યારે બપોરના લગભગ ત્રણ વાગ્યા હતા. જમીનમાંથી વરાળ નીકળતી હતી અને યોગી જેવો યાત્રારથ એ અસહ્ય તાપમાં પોતાનો પંથ કાપતો હતો તે જોઈ મને તેના તરફ માનબુદ્ધિ ઊપજી. આખરે નર્મદાનો પુલ વટાવી અમે રથને ઊભો રાખ્યો. અને તેનું ત્રીજું લોચન કહેતાં રેડિયેટર, જે ખળભળતું હતું, તેમાં નર્મદા મૈયાનું શીતળ જળ નાખી એ તપસ્વીને ટાઢો પાડવાનો નિર્ણય કર્યો. અને આખરે તપસ્વી ટાઢો પડ્યો.

નર્મદા કેટલી સુંદર છે! ખરા બપોરે પણ એની રૂપેરી મનોહરતામાં કશી કમીના લાગતી નથી. એને જોતાં જ ભૂત કાળનાં પડો ખૂલવા લાગ્યાં. નર્મદાતટના યોગીજનો, તપસ્વીઓ અને રાજવીઓની બધી હારમાળા દેખાઈ. નર્મદા એટલે જ ગુજરાત.

પાણીમાં પગ બોળવા અમે બધાં ભેખડ ઊતર્યાં. પાણી ઠંડુંગાર હતું. પછી પુલની નજીક આવેલી એક નાની સરખી દુકાનમાંથી લેમન પી અમે જાગતી નર્મદાને અને ઊંઘતા ભરૂચને મૂકીને આગળ થયાં. રસ્તો ધીખતો હતો અને વેરાનપણું એ જ એનું આકર્ષણ હતું. રસ્તાની કહાણી પણ એની એ જ હતી. ગાડાના ચીલા ઉપર ડામર પાથરી એને 'નેશનલ હાઈવે' નામ આપવું એમાં માટીના ચરુને 'નેશનલ રેફ્રિજરેટર' કહેવા તુલ્ય છે. મારે કહેવું ઘટે, કે વડોદરા મૂક્યા પછી રસ્તો જ નથી, ડામરનો ચીલો છે

લગભગ ચાર-પાંચ વાગ્યે અમે સુરત તરફ ફંટાતા રસ્તે આવી પહોંચ્યા. ત્યાંથી ચીખલી થઈ અતુલ જઈ અમારે રાત રહેવું હતુ. ચીખલી આગળ વલસાડ અને વાપીનો રસ્તો ફંટાતો હતો. પણ અમે તો સરસગટ આગળ ચાલ્યા ગયાં અમે ચાલી ગયા તે રસ્તો ઘણો સારો હતો એટલે અમે માની લીધું, કે એ જ 'નેશનલ હાઈવે' હશે. એવી અમારી અર્ધ જાગ્રત, અર્ધ સ્વપ્નવત્ દશામા મોટર પાણીના રેલાની માફક દોડવા લાગી અને જોતજોતામા બિલીમોરા આવ્યુ. મારી નજર ડબ્બ્યુ આઈ એ એની પીળી ચોપડીમા ગઈ એ ચોપડી પ્રમાણે અમારે રસ્તે બિલીમોરા આવતુ જ નહોતુ ! હુ ચમક્યો અને ડ્રાઇવરને મોટર થોભાવવા કહ્યુ બાજુમાથી એક માણસ પસાર થતો હતો તેને પૂછ્યા ખબર પડી, કે ચીખલીથી વલસાડનો રસ્તો અમે ચૂકી ગયા હતા અને સાત માઈલ આગળ નીકળી ગયા હતા

અમારે સાત માઇલનો પથ પાછો કાપવાનો આવ્યો તેથી મારા સિવાય સહુનો વાક કાઢી મે ડ્રાઇવરને મોટર વાળવા કહ્યુ.

મોટર વળી ખરી, પણ વળ્યા પછી લગભગ અર્ધોક ફર્લાંગથી આગળ વધી નહિ યોગીને જેમ એકાએક સુરતા ચડે તેમ અમારા રથરાજને થયુ. ગાઢ સમાધિમા સહસા ઊતરેલા રથરાજને જગાડવા

ડ્રાઇવરે તથા મારા ચિરંજીવી મુરારિએ ઘણા પ્રયત્નો કર્યા પણ નિષ્ફળ ગયા સાંજના સાતેક વાગ્યા હતા અને હતાશ ડ્રાઇવર પસીનો લૂછતો લૂછતો રથરાજ ઉપર હથોડીથી ઠોકાઠોક કરતો હતો, પણ કશી જ અસર થતી નહોતી બાળકની હઠ, સ્ત્રીની હઠ અને જોગીની હઠ જાણીતી છે મોટરની હઠ પણ એ જ કોટિની છે રાતના આઠ થયા

એવામા રસ્તે જતા એક ગુરખાને ઊભો રાખવાનુ મને સૂઝ્યું. કોઈ સારો મિકેનિક આટલામાં મળશે કે કેમ એવુ મે એને પૂછ્યુ. એણે મને સલાહ આપી કે અમે ઊભા હતા ત્યાંથી પચ્ચીસ-ત્રીસ વાર છેટે આવેલી મિલના કમ્પાઉન્ડમા મોટરને ધકેલી લાવવી ને ત્યા તપાસ કરવી મિલનું નામ મે એને પૂછ્યુ નહિ, પૂછવાનુ મને સૂઝ્યું પણ નહિ મારુ મન ઋતુની બગડી રહેલી રસોઈમા હતુ એ સ્વાદિષ્ટ રસોઈના વિચારે અમને બધાને મોટરની હઠ ઉપર ગુસ્સો આવ્યો ત્યાર હું શીખ્યો કે ગુસ્સો એ નિર્માલ્ય વસ્તુ છે શીખેલી શાણને હું વારંવાર ભૂલી ગયો છુ તેમ આ ચીજ ના ભૂલુ એવી મે ઈશ્વરને પ્રાર્થના કરી

ડ્રાઇવર અને ચિરંજીવી મુરારિ એકમેકને 'કન્સલ્ટ' કરતા હતા અને તેમની વાતે માથી 'કટ આઉટ, કોઇલ, પ્લગ, કોમ્પ્રેશન, ડેકો' એના એવા શબ્દો અમારા કાને પડતા હતા આ બધો શબ્દકોશ એમનુ જ્ઞાન ભલે સૂચવતો હોય, પણ મોટર હલતી નહોતી અને ઘડિયાળ એનુ કામ કરતી હતી મે એમને કહ્યુ કે ત્રણ-ચાર માણસો બોલાવી ધક્કા મરાવીને ઊભેલા યાનરથને મિલના કમ્પાઉન્ડ ભેગો કરી દો પછી ચર્ચા કરજો પેલો ગુરખો ઘણો પરગજુ હતો ત્રણ-ચાર માણસો બોલાવી લાવ્યો અને અમારી રથયાત્રા શરૂ થઈ રથને જોતુ ટોળુ જામ્યુ હતુ. નાનાં બાળકો એના મડગાર્ડ તથા બોનેટ ઉપર ટકોરા મારતા હતા કેટલાક વળી ફુટબોર્ડ ઉપર ચડી જઈ અંદર ડોકિયાં કરી આનંદ માનતાં હતા રથની અંદર નોકર બાઈ અને આગળ શોફર—એમ બે જ દેવો બિરાજમાન હતા, બીજા ચાલતા હતા

## ૨. અણધારી મહેમાનગીરી

મિલના ઝાપા ઉપરનું બૉર્ડ મારી નજરે પડયુ ત્યારે મને ખ્યાલ આવ્યો કે અમે અમારા સ્નેહી ભાઈશ્રી કૌશિકભાઈની સ્ટ્રૉબૉર્ડની મિલમા આવી પહોચ્યા હતા! આ વિચિત્ર ઘટના ઉપર મારી ટેવ મુજબ પાછો હું વિચારે ચડી ગયો કૌશિકભાઈને મિની મોરામા મળવાનો મને કે મારાં પત્નીને ખ્યાલ પણ આવ્યો નહોતો ચોકીદારને કહી મે ફોન લીધો કૌશિકભાઈ ઘરમા નહોતા, પણ ફોન ઉપર અમારા સ્નેહી ભાઈશ્રી મધુસૂદન મોદીનો સસ્કારી અવાજ સાભળી મને થયુ કે અમારી ગ્રહદશા હવે વાકી નહોતી મધુસૂદનભાઈને મે અમારી વીતકને સૂત્રાત્મક રૂપે જણાવી અને હવે કૌશિકભાઈની વીતક થશે એવુ કહ્યુ ફોન ઉપર હુ વાત કરતો હતો ત્યા તો અમારો યાત્રારથ સરસગાટ કરતો મે આવતો જોયો એના ઉત્સાહમા હું કાઈ વધુ વાત કરુ તે પહેલાં તો મધુસૂદનભાઈએ જણાવ્યુ કે કૌશિકભાઈ આવી પહોચ્યા છે માટે તેમની સાથે વાત કરો કૌશિકભાઈએ એમની ખાનદાનીને ઘટે એવી રીતે મને કહ્યુ કે 'બધા અહીં આવી પહોચો હું મોટર મોકલુ છુ, રસોઈ તૈયાર છે'

ત્યારે મને ખાતરી થઈ કે માણસ પોતાનો ઉતારો અને શેટનો પોતાની મેજે નક્કી કરવાને શક્તિમાન નથી એનો નિર્ણય નિશ્ચનો માનિક કરે છે અમારી ઇચ્છા અનુતમા ભાઈશ્રી સિદ્ધાર્થના મહેમાન

થવાની હતી, ઈશ્વરની ઇચ્છા અમને ચિક્કમગલુરમાં ભાઈ શ્રી કૌશિક-ભાઈના મહેમાન કરવાની હતી.

ડ્રાઈવરને મેં પૂછ્યું કે મોટર કેવી રીતે ચાલુ થઈ? તેણે મિતાક્ષરી જવાબ આપ્યો કે એની મેળે ચાલુ થઈ ગઈ. એની વાત બરાબર હતી. મોટર સ્વતંત્ર ઇચ્છાશક્તિ ધરાવનારી વસ્તુ છે. અમારી મોટર તો તેવી જરૂર હતી.

ભાઈ કૌશિકભાઈને ત્યાં અમે પહોંચ્યાં ત્યારે લગભગ નવ વાગ્યા હતા. કૌશિકભાઈ ઉપરાંત એમના નાના ભાઈ ગૌતમભાઈએ અને એમનાં પત્નીએ અમારી ઘણી જ આગતાસ્વાગતા કરી. તેઓ વૈષ્ણવો. મને 'વૈષ્ણવજન'વાળું ભજન યાદ આવ્યું. પરાઈ પીડ જાણનાર અમારા વૈષ્ણવ મિત્રોને મેં પ્રત્યેક કોળિયે આશીર્વાદ આપ્યા. મને લાગે છે કે અમે બધાં ઘણાં જ ભૂખ્યાં થયાં હતાં અને ભગવાને ગુરખાનું રૂપ ધારણ કરી અમને કૌશિકભાઈના ઘર ભેગાં કરી આપ્યાં હતાં. આવી જાતના બનાવોમાં ભગવાનનો હાથ જોવામાં હું વહેમ જોતો નથી. જમી રહ્યા પછી કૌશિકભાઈએ શાણી સલાહ આપી કે આરામ કરો અને સવારે મોટર ઉપર વિચાર કરજો. થાકેલા મગજે લીધેલા નિર્ણયો ભૂલ ભરેલા હોય છે એ વાત સ્વીકારી અમે બધાં એમના બંગલે સૂઈ રહ્યાં.

સવારે ઊઠયાં ત્યારે તાજાં હતાં. ભાઈ કૌશિકભાઈ તથા ભાઈ ગૌતમભાઈએ એમના હોશિયાર મિકેનિકને બોલાવ્યો હતો. તેમણે અમને કહ્યું કે રામેશ્વરની યાત્રા લાંબી કહેવાય. રસ્તામાં અનેક પહાડપર્વતો અને નદીનાળાં આવે. રથને પૂરેપૂરો ડાહ્યો કર્યા વગર જવું તે ઠીક નહિ. એમણે તથા ગૌતમભાઈએ પેલા મિકેનિકને પૂરેપૂરી સૂચનાઓ આપી અને મોટરની તમામ કચકચ દૂર કરી બરાબર ઠીકઠાક કરી પછી જ અમને સોંપવી એવું જણાવ્યું. ત્યારે મને લાગ્યું કે કૌશિકભાઈને ત્યાં અમારે કલાકોના નહિ પરંતુ દિવસોના ધામા નિર્માણ થયા હતા! અમને

અમારા યાત્રારથ ઉપર વિરાગ છૂટ્યો. જે અમને અમદાવાદથી ફક્ત પોણા બસો માઈલ ઉપર જ અણધારી અને વણકલ્પી રીતે લટકાવી દે તે અમને રામેશ્વર સુધીમાં તો ક્યાં ક્યાં અને કેવી રીતે વહેતા મૂકી દે! મેં તો મારાં પત્નીને કહ્યું કે મને આ તમારા ગાડા રથમાં બહુ વિશ્વાસ નથી. મહીસૂરથી ઊટી જતાં હાથીના ભયંકર જંગલમાંથી પસાર થતી વેળાએ જો એ અટકી જાય અને કાળી ઘોર રાત હોય તો આપણું બધાંનું શું થાય? રામેશ્વર પહોંચવાને બદલે આપણે કોઈ અત્યંત દૂરના ધામમાં સદાને માટે પહોંચી નહિ જઈએ એની શી ખાતરી?

મિકેનિક અને અમારો ડ્રાઈવર યાત્રારથ માટે વૉટરપંપ તથા જોઇન્ટની ચાકીઓ લેવા સુરત ઊપડ્યા અને અમે બધાંએ આરામ કરવા માંડ્યો. મને થયું કે બિલીમોરાથી સીધા અમદાવાદ ભેગાં થઈ જવું અને દક્ષિણની મુસાફરીનો ગ્રહ બગડેલો છે એવું માનીને ભગવાનનું ભજન કરવું. કૌશિકભાઈએ મારી નિરાશાને અસ્થાને ગણી અને મારાં પત્નીએ મારી વાતને હસી કાઢી. ભગવાન રામેશ્વરમાં મને ભલે શ્રદ્ધા નહોતી, પરંતુ મારાં પત્નીને તો સંપૂર્ણ શ્રદ્ધા હતી અને પુત્રોને ઉત્સાહ હતો.

બિલીમોરા મને ગમ્યું. સમુદ્ર નજીક હોવાથી પવન ઠંડો હતો. ભાઈ શ્રી ગૌતમભાઈએ એમની સ્ટ્રૉબોર્ડની મિલ બતાવી. દેશની મોટી મિલોમાંની આ એક છે અને તેમાં નવામાં નવી મશીનરી મૂકવામાં આવી છે. ઉદ્યોગ-ધંધામાં ગુજરાત મોખરે છે અને મોખરે રહેશે એવી શ્રદ્ધા અને ભાવના સાથે અમે યંત્રોનું સંગીત સાંભળ્યું. ચોતરફ પડેલાં પરાળ અને ઘાસમાં ગુજરાતની સંપત્તિ હું જોતો હતો. સંપત્તિને જે લોકો તૃણવત્ માનતા હોય તેમણે પણ તૃણમાંથી પેદા થતી આ સંપત્તિ જોવી ઘટે.

સુરત જિલ્લો ગુજરાતનો બગીચો છે. ત્યાંના લોક રૂંફાળા છે. એની જમીનમાં જ એવો કોઈ જાદુ છે.

બપોરે ડ્રાઇવર તથા મિકેનિક મોટરનો સામાન લઈ સુરતથી પાછા ફર્યો અને સાંજ સુધીમાં તો એમણે મોટરને હસતી રમતી કરી નાખી. અમારા આનંદનો પાર નહોતો. દક્ષિણની મુસાફરી હવે ચોક્કસ હતી

ચિતીમોરામા એ રાત ઘણા આરામમા ગાળી અને વહેલી સવારે મુબઈને રસ્તે પડ્યા ફૌરિદભાઈનો તથા ગૌતમભાઈ અને પદ્માબહેનનો પાડ માન્યો કે અમારી મુસાફરીને એમણે જીવતી રખાવી યાત્રારથ ફાળો ઉમેરો થઈ ગયો હતો અને મારી કલ્પનાની આખ આગળ કન્યાકુમારી અને રામેશ્વર તરવા લાગ્યા. ચીખલીથી વલસાડ અને ત્યાંથી વાપી ગયા વાપીમા ચા પી સવારે આઠેક વાગ્યે પાછા ત્યાંથી ચાલતા થયા

થોડે દૂર હસતા રમતા આવ્યા હોઈશું એવામા પાછો અડ બગડ્યો.

ડ્રાઇવર છનો મોજથી અને બેફિકરાઈથી મોટર હાંકતો હતો સવારનો પહોર એટલે બેલગાડા ઘણા એને ખબર નહિ કે બધા બળદો કાંઈ ડાહ્યા હોતા નથી સરસરાટ કરતો મોટર ચલાવતો હતો ત્યા એક બળદ ગાડુ નજીકથી પસાર થતુ હતુ મોટરના મડગાર્ડથી લગભગ ચારેક ફુટનુ અતર હતુ ત્યા બળદ એકાએક ભડક્યો અને મોટરની એકદમ નજીક થઈ ગયો ગાડાના પૈડાની વચ્ચેની આર મોટરના પખાઓમા આવી ગઈ અને તડાક દેનો મોટો અવાજ થયો મોટર તો પુરપાટ ચાલી ગઈ પણ મને વહેમ હતો કે નુકસાન થયુ હશે છનાને મે પૂછ્યુ, કે 'જો, કાંઈ નુકસાન થયુ છે કે કેમ?' એણે બાજુએ જોયુ થોડી વાર સુધી કાંઈ બોલ્યો નહિ મે ફરી પૂછ્યુ. એણે નિતાંતરી જવાબ વાળ્યો, કે 'મડગાર્ડ ચિરાઈ ગયા છે' મે એને મોટર થોભાવવા કહ્યુ એણે તે થોભાવી અમે બધા ઊતર્યા મડગાર્ડો ચિરાઈ નહોતા ગયા, છુટાઈ જ ગયા હતા, ચચ્ચરઘાણ થઈ ગયા હતા.

એની અસાવધતા ઉપર મે એને નિરુપયોગી અને નિષ્ઠુર લેક્ચર

આપ્યુ અમદાવાદથી નીકળતા પહેલાં ૭ સો રૂપિયા ખર્ચી તદ્દન નવો રંગ કરાવેલી મોટરનો આ હાલહવાલ જોઈ મારુ અંતર કકળી ઊઠ્યું. યાત્રારથની આખી જમણી બાજુ ઘવાયેલા યોદ્ધાનો ખ્યાલ આપતી હતી

મારા પત્ની અને ચિરંજીવી મુરારિએ છનાનો બચાવ કર્યો વાંક છનાનો નહિ પણ બળદનો હતો એવો એ લોકોનો મત હતો બળદ ગાંડો બને, ગાડાવાળાના હાથમા ન રહે, એમા ડ્રાઇવર શું કરે? મને એ લોકોનુ કહેવુ ખરુ લાગ્યુ. ગુજરાતનો બળદ સાધારણ રીતે ડાહ્યો અને સ્વસ્થ હોય છે એના જેવો શાણો બળદ મે કાશ્મીરથી કન્યાકુમારી સુધી બીજે જોયો નથી મને લાગે છે, કે ગાડુ હાકનારો અણઘડ હશે ગુજરાતનો બળદ મોટર દેખી કદી ગાંડો થતો નથી આખરે પુરાવાના અભાવે બધાંને નિર્દોષ ગણી મે મારી ઊતરતી પનોતીને જ જવાબદાર ગણી મન મનાવ્યુ

આ બનાવે મારામા વણક પેની વિચારધારાઓ પ્રગટાવી મોટરમા વ્યાપેલી મારી મમત્વબુદ્ધિને લીધે મારામા ક્રોધ પ્રગટ્યો હતો બળદને મોટર સાથે કશું વેર નહોતુ, ગાડાવાળાને પણ વેર નહોતુ, નુકસાનમા એ માત્ર નિમિત્તો હતા મારી વસ્તુ સદા સાબૂતમી અને આખી અડિગ રહેવી જ જોઈએ એવો દુરાગ્રહ મારા પારાવાર અજ્ઞાનનુ પ્રતિબિંબ જ હતુ ઈશ્વરને પૂછ્યા વગર મે અનેક જાતની મમતાઓ કેળવી, ઉછેરી તથા પોષી છે જે વસ્તુ એની છે એને મે મારી માની લીધી છે પછી હુ દીન અને દુ ખી બનુ છુ અને ઈશ્વરની પાસે રોડુ છુ એ મને કહે છે, કે 'જે તારુ નથી તેનો તુ શોક કેમ કરે છે?' એકાદ કલાક સુધી સર્વ જગતના સ્વામી પરમેશ્વરે મને ખૂબ ઠપકો આપ્યો મે એને કહ્યુ, કે 'તુ મને ઠપકો આપે છે તેના કરતા મારી મમત્વબુદ્ધિ લઈ લે તો કેમ?'

અંબાડી સુધીનો પછીનો રસ્તો ઘણો ખરાબ, વેરાન અને નીરસ હતો ગુજરાત આખું સાતસર કના રસ્તાઓની બાબતમાં

આટલું કંગાલ કેમ હશે! ગુજરાત આજે ભારતની સરહદનો પ્રાંત છે, છતાં દિલ્હી અને મુંબઈ સાથે એને જોડનારા મોટા ધોરી રસ્તાઓ નથી. તે હકીકત દિલગીરી ઉપજાવે છે.

રખડતો કૂટાતો અમારો રથ આખરે ભીવંડી આવી પહોંચ્યો. ત્યાં અમે છુટકારાનો દમ ખેંચ્યો. છેવટે અમે જેને સહેજ રસ્તો કહી શકાય તેવે રસ્તે આવ્યા.

વાપી પછીથી જેવો ખરાબ રસ્તો અમે અનુભવ્યો તેવો આખા ભારતમાં બીજો ખરાબ રસ્તો અમે અનુભવ્યો નથી. દાહોદથી બાઘનો રસ્તો ગઈ સાલ અમને ઘણો ખરાબ લાગેલો. તે આ રસ્તાના મુકાબલે મરીન ડ્રાઇવ જેવો ગણાય.

ભીવંડીથી થાણા, ઘાટકોપર, કુરલા અને સાયણ સુધી આવતાં સારી એવી વાર થઈ. ત્યાંથી મુંબઈ તળમાં આવતાં લગભગ બે કલાક થયા. આખરે મહાલક્ષ્મી પહોંચતાં છુટકારાનો દમ ખેંચ્યો. મોટર અમે વોર્ડન રોડને રસ્તે વાળી. અને ભવ્ય ઇમારતોવાળી મહાલક્ષ્મી નજરે પડી.

## ૩. મુંબઈ અલબેલી

મુંબઈમાં અમારી મંડળી બે વિભાગમાં વહેંચાઈ ગઈ. પહેલો વિભાગ કહેતાં હું પોતે મારા મોટાભાઈને ત્યાં વાલકેશ્વર ઊપડયો અને બીજો વિભાગ કહેતાં બીજાં તમામ સૌ. બકુબહેન યોધને ત્યાં નેપિયન સી રોડ ઊપડયાં. બપોરનો દોઢ વાગ્યો હતો અને કકડતી ભૂખ સાથે અમે બધાંએ એ લોકોના કોઈ પણ જાતના વાંકગુના વગર ધસારો કર્યો.

બકુબહેનની 'સમુદ્ર વીલા' જળ અને સ્નેહ ઉભય સમુદ્રોના કિનારે છે. ભૂખ્યાઓને ત્યાં અન્ન મળે છે અને થાકયાં-પાકયાંઓને બિછાનું મળે છે. ત્યાં રહેનારને કદી એમ ના લાગે, કે પોતે બીજાને ત્યાં છે. બકુબહેનની સ્નેહપ્રદાનની શક્તિ એની સચ્ચાઈથી શોભી ઊઠે છે.

વાલકેશ્વર રોડ જઈ મેં મારાં ભાભીને મારી સેવાનું કામ સોંપ્યું. ઘણાં ઓછાં માણસોને મારાં ભાભી જેવાં ભાભી મેળવવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત થયું હશે અને ઘણી ઓછી ભાભીઓને મારા જેવો એશઆરામી અને હરામ-હાડકાંનો દિયર મેળવવાનું દુર્ભાગ્ય પ્રાપ્ત થયું હશે।

મુંબઈના ત્રણ દિવસ બહુ આનંદમાં ગયા. ભાઈ-ભાભીને ત્યા તથા બકુબેનને ત્યાં ખાઈ પીને અમે બધાએ વજન વધાર્યું. અને એ બધાંને વ્યાયામ કરાવ્યો.

મુંબઈ મને હમેશાં પ્રિય લાગ્યું છે. એક વાર ત્યાં રહી વકીલાત કરવાનાં સ્વપ્નાં હતાં, પરંતુ મારી પાસે કોટ-પાટલૂન ધોવડાવવાના પણ

પૈસા હતા નહિ એટલે ઈશ્વર મહાન છે અને એની ઇચ્છા સર્વે
-છે એવુ કહી અમદાવાદ આવતો રહ્યો

મુસાફિરા અમારા ધવાયેલા યાત્રારથને સમો કરાવ્યો
અડીખમ પહેલવાનને મૂગો માર ખાધો હોય એવો તે લાગતો હતે
એના ચકામા સાથે

મુબઈ છેલ્લાં વીસ વરસમા કેટલુ બધુ બદલાઈ ગયુ છે
કેટકુ મોટુ થઈ ગયુ હતુ ! જ્યાં દરિયો ઘૂઘવતો હતો ત્યા ર
અસખ્ય કદરૂપી ઇમારતો ઊભી થઈ છે જ્યા ને ત્યા 'ઓનર
કૂનેટ 'નો પવન વાય છે કબૂતરને રહેવાના માળા જેવડી બે-
ઓરડીને માટે માણસો ત્રીસ-ચાળીસ હજાર રૂપિયાની મૂડીને દીવા
ચાપી દે છે રાતે પુરાઈ જવા માટેના આ બધા પાજરાઓ માટે આ
બધી કિમત ચૂકવી પાયમાલ થવુ એના કરતા મરીન ડ્રાઇવના ફુટ
ઉપર સૂઈ જવુ શુ ખોટુ ! આ બધી ઓનરશિપની લીલા મ
જેવાથી સમજાતી નથી બરબાદીના રસ્તાને મુબઈ જેવા મોટાં શહેરે
અનેક રૂપાળા નામો આપવામા આવે છે નામોથી ઉશ્કેરાઈ જા
ઘણા ડાહ્યા લોકો પણ ભોળવાઈ જાય છે અને દસ-પદર વરસ
મધ્યમવર્ગી બચતને દસ મિનિટમા સાફ કરી નાખે છે

'સમુદ્ર વીલા 'મા બેઠો બેઠો હુ જળતરગ સાભળુ છુ પવન વ
છે અને શીતળ ચદ્રમા ઊગે છે બકુબહેન સાથેનો વાર્તાલાપ પણ એટ
જ શીતળ છે ભાગ્ય, ભાવતાલ, મોઘવારી, પોલિટિક્સ, દાક્ત
મહાત્માઓ, મત્રો—એમ અનેક વિષયો આનનજાવન કરે છે અને મ
ડે છે વાલકેશ્વર રોડ ઉપર મારા ભાભી મને જ્ઞાની માની લઈ ઈશ્વ
રોગ, ચમત્કાર, મત્ર, યત્ર તત્ર ઇત્યાદિ અટપટા વિષયો ઉપર પ્ર
પૂછે છે હુ એમને સતોષ થાય તેવા જવાબો આપવા કોશિશ ક
રુ પછી તેઓ મારે માટે સરસ ભાખરી, શાક, દૂધ, હાડુસની કે
ગેરે તૈયાર કરી મારો થાળ પીરસે છે અને હુ મારી જ્ઞાનશક્તિ
આભાર માની રસોઈ ઝાપટવા માડુ છુ

મારો ભત્રીજો સ્કોલર છે. એની સાથે હું એનર્જી, માસ, વેલોસિટી ઓવ લાઇટ વગેરે વાતો કરી મારું અજ્ઞાન પ્રદર્શિત કરું છું. નાનો ભત્રીજો મારી ઠેકડી ઉડાડે છે અને પૂછે છે, કે 'કાકા, તમે આ ગુણપાટ કેમ પહેરો છો?' ખાદીને એ નાસ્તિક ગુણપાટ કહે છે અને અમદાવાદના લોકને ગામડી કહે છે.

મારો પુત્ર નંદન અને નાનો ભત્રીજો મૈનાક વાતો કરતા હોય ત્યારે સાંભળવાની મઝા આવે. મૈનાકની ભાષા કાલી, મુંબઈગિરી ગુજરાતી અને નંદનની જાડી લક જેવી અમદાવાદી. નંદન 'આયો તો', 'ગયો તો' બોલે. મૈનાક 'આવેલો, ગયેલો' બોલે. નંદન 'ડુંગળી' કહે, મૈનાક 'કાંદા' કહે. નંદન 'ડોલ' કહે, મૈનાક 'બાલદી' કહે. નંદન 'દીવો' કહે, મૈનાક 'બત્તી' કહે. નંદનને અનુસ્વાર અને જોડાક્ષર સાથે વેર. મૈનાકને હકાર અને યકાર સાથે વેર. બંનેની ભાષા અશુદ્ધ, અનાગરી, ગામડી. એ બંનેને સાંભળીનાં અમારો વખત આનંદમાં પસાર થઈ જાય. ઉતરાણ વખતે કોઈ ઝોલ મારનાર ઉપર ચિડાય ત્યારે નંદન તેને કહે કે 'તારી ખાલ ઉતારી નાખેશ.' મૈનાક ચિડાય છે ત્યારે 'હડ્ડી તોડી નાખીસ' કહે છે.

રાતે મારા પુરાણા સ્નેહી ભાઈ બાલકૃષ્ણ વોરા મળવા આવ્યા. પચીસ સાલ અગાઉ લંડનમાં અમે સાથે હતા તે દિવસો યાદ આવ્યા. વોરાએ એમની મોટરમાં મને આખું બ્રિટન બતાવેલું.

અમારે બીજે દિવસે પૂના જવાનું હતું. બાલકૃષ્ણભાઈએ એમના પૂનાના બંગલે ઊતરવાનો આગ્રહ કર્યો, ભાગ્યશાળી મિત્રોના મિત્રો પણ ભાગ્યશાળી ગણાય હું ભાગ્યશાળી માણસ છું. મારાં સુખ-સગવડોમાં મારા ભાગ્યશાળી મિત્રોનો ઘણો મોટો ફાળો છે.

વોરાની સાથે ખૂબ વાતો કરી સમુદ્રનો જલતરંગ સાંભળતાં અમે બધાં સૂઈ ગયાં.

પછી અટકી ગઈ હતી. એમાંનાં કેટલાંક શાણાં અને સમજુ હતાં. તેઓ પસ્તાઈને પાછાં વળીને પાવલું ચડાવી આવતાં અને પછી હેંડલ લગાવતાં એટલે મોટરો ચાલુ થતી. મારી આપને સલાહ છે, કે મુંબઈથી પૂના જતી વખત હનુમાનજીને પાવલું ના ચડાવવાની ભૂલ ના કરશો.

ભોરઘાટ ચડી અમે ખંડાલા અને લોનાવલા વટાવ્યાં. આકાશ સ્વચ્છ હતું, પવન વાતો હતો અને રસ્તો રળિયામણો હતો. ત્રીસ સાલ અગાઉ પહેલ વહેલો હું મારા વડીલ સાથે પૂના ગયો હતો તે દિવસ યાદ આવ્યો. ત્યારે મેટલનો રસ્તો હતો. મને યાદ છે કે જતી વખતે ત્રણ વખત પંક્ચરો પડેલાં અને ૭ કલાકે પૂના પહોંચેલા. આવતી વખતે રાત પડી ગઈ હતી. આખે રસ્તે બે-ત્રણ મોટરો નજરે પડેલી. પણ ત્યારે અમે ભોરઘાટના હનુમાનજીને પાવલું નાખેલું નહિ. કહેવું ઘટે, કે એ જમાનાની મોટરો પણ ભારે જોરાવર અને દૈવતવાળી. એવી મોટરો જ હવે ક્યાં છે? એ મોટરો ઉપર હનુમાનજીનું વર્ચસ્વ નહોતું.

લગભગ દસ વાગ્યાના સુમારે અમે ભાઈ વોરાના 'રોઝ કોટેજ'માં આવી પહોંચ્યાં. તેઓ રહ્યા વૈષ્ણવ અને પૈસેટકે સુખી, એટલે બંગલામાં ગાયો રાખી હતી. નદીને કાંઠે આવેલા એમના બંગલાની વાડીમાં લટાર મારી અમે ગાય માતાઓના દૂધને સારો ન્યાય આપ્યો. અને વાડીની તાજી શાકભાજી મગાવી અમારા ભટને રાંધવાની સૂચના કરી.

ખાઈ પીને અમે જાણે જમીનના શોધકો ના હોઈએ એવી અદાથી રસ્તાના નકશાઓ, ગાઈડો વગેરે બધું ખોલ્યું અને આવતી કાલે કેટલા વાગ્યે નીકળી ક્યાં ક્યાં પડાવ નાખવા તેની ચર્ચાઓ કરી. અમારા ઘરમાં પૂરી લોકશાહી પ્રવર્તે છે. પરંતુ મારો તથા મારાં પત્નીનો મત વજનદાર ગણાય છે. મારો મત હું મારાં પત્ની તથા બાળકોને સોંપી દઉં છું એટલે ઘણું સારું વજન થાય છે.

સવારે પાચ વાગ્યે નીકળવાનુ નક્કી કર્યું અને એમ પણ ઠરાવ્યુ, કે કોલ્હાપુર પહોચી ત્યા ત્રણ કલાક આરામ કરી પછી આગળ વધવુ. પૂનાથી કોલ્હાપુર લગભગ દોઢ સો માઇલ છે, એટલે સરેરાશ ત્રીસ માઇલ ગણતા લગભગ પાચ કલાકે પહોચી શકાય પરતુ આ બધી ગણતરીઓ પ્રમાણે અમે કદી વર્તી શકયા નથી એટલુ ભારપૂર્વક વહેલા ઊઠવામા મારાં પત્ની તથા હુ અમે બને ચાર વાગ્યે ઊઠીએ અને મહામહેનતે બધાને ઉઠાડીએ અમારા મહારાજ તો સહુથી મોડા ઊઠનારા જાગે ત્યારે પણ ઊંઘતા જ હોય મોટરમાં પણ ઝોકા ખાય બાઈ નોકર પણ એવી જ આળસુ નાનો રાજીવ સહુથી મોડો ઊઠનારો

સાજે વાવાઝોડુ થયુ અને વરસાદનુ સખત ઝાપટુ પડયુ. હવામા સરસ તાજગી આવી અને મન પ્રફુલ્લિત થઈ ગયા વરસાદ રહી ગયા પછી અમે અમારા મિત્ર શ્રીમતી પરીનબહેન કામાને મળવા ઊપડયા બે-ત્રણ પેટીઓ, જે અમને ભારરૂપ લાગતી હતી, તેનો બોજ એમને ત્યા હળવો કર્યો આવા સપેનરા કોઈને વળગાડવા તે ખરાબ કહેવાય તેવુ અમે જાણતા હતાં, છતા અમે એ પ્રમાણે કર્યું અમને એમા કાઈ અજુગતુ લાગ્યુ નહિ કારણ કે બોધો અને ઉપદેશો પારકાં માટે જ હોય છે, પોતા માટે નહિ

મોટરમા બેહદ માલ સામાન અને માનવભાર ભરવાની મારાં પત્નીની વણસુધરી ટેવને પરિણામે દર મુસાફરીએ અમે બધા પરેશાન થઈએ છીએ સગવડની ભ્રમણામા જાણી બૂઝીને દુ ખ, પરિતાપ અને સતાપ વહોરવાં એ અમારો દર મુસાફરીનો અનુભવ છે

પરીનબહેને હસતે મોએ અમારા ત્રણ સપેનરા સ્વીકાર્યા અને ઉપરથી ચા પિવડાવી પારસી મિત્રોની ખાનદાની અને દિનોજાની સદા જુદા જ પડી આવે

સાજે પૂરી શાકનો પ્રોગ્રામ હતો બાલકૃષ્ણભાઈની કૃપાથી દૂધની

## ૪. પૂનાને પથે

**મુંબઈથી** પૂનાનો રસ્તો વહેલી સવારે તા ૩-૫-'૫૯ના રોજ અમે પકડ્યો સારા નસીબે સવારનો પાંચનો સુમાર હતો એટલે ટ્રાફિકનું દબાણ ઓછું હતું થાણા આગળની 'બોટલ નેક' પસાર કરી પૂનાને રસ્તે રથ મારી મૂક્યો થોડી વારમાં સહ્યાદ્રિનો વનવાયુ ફરકવા માંડ્યો અને આનંદથી અમારા મન તરબોળ બન્યા રવિવાર હોવાથી મુંબઈગરા સહેલાણીઓની રંગબેરંગી મોટરો અમારી બાજુએથી સરસરાટ પસાર થતી હતી અંદર બેઠેલાઓના પોશાકનું વૈવિધ્ય મારી કલ્પનાને સતેજ કરતું હતું પચરંગી પ્રજાની બાબતમાં કલ્પનાઓ પણ પચરંગી બની જાય

લગભગ ત્રીસેક માઈલ કાપ્યા હશે ત્યાં અમારી સામે એક મોટર પોતાનું મોં ફાડીને ઊભી હતી ચાર-પાંચ માણસો પડેલા પંકચરને જોતા અસહાય ઊભા હતા અમે અમારો રથ ઊભો રાખ્યો અમારા ડ્રાઇવરે તથા દીકરાઓએ તેમને જેક આપી પૈડું ચડાવવામાં મદદ કરી લગભગ અર્ધો કલાક અમે આ રીતે ગાળ્યો અને ફરજ બજાવી વહેતા થયા

અમારું સ્ટેશનવેગન હવે ચિકાર હતું, કેમ કે મુંબઈથી ચિરંજીવી નંદન દાખલ થયો હતો એના જોડાયા પછી અમારી ટોળીમાં વધુ ચેતન આવ્યું અને રસ્તો વહેલો ખૂટતો ગયો

ખોપલી આવી પહોંચ્યું અને ભોરઘાટની હદ શરૂ થઈ. ખોપલી આગળ મોટરનું પાણી બદલી નાખીને ચાપાણી પીવા અમે રોકાયાં. ચાળીસ-પચાસ મોટરોની હાર ઊભી હતી. એ અર્ધા કલાક દરમિયાન મેં ચિત્રવિચિત્ર માનવસૃષ્ટિ જોઈ. મને ખાતરી થઈ કે એક જ દાયકામાં યુગ બદલાઈ ગયો હતો, માણસો બદલાઈ ગયાં હતાં, પોશાક, હાવભાવ-બધું બદલાઈ ગયું હતું. મુંબઈ-પૂનાની વચ્ચેનો મુસાફર વધુ અક્કડ, વધુ ફક્કડ, વધુ પાશ્ચાત્ય, વધુ રંગીન, વધુ માતબર લાગતો હતો. એને મુકાબલે અમે બધાં મધ્ય યુગના ખેડૂતો જેવાં લાગતાં હતાં.

અમે પછી ભોરઘાટની ચડાઈ શરૂ કરી. ઘાટ ઉપર હનુમાનજીનું મંદિર છે. હનુમાનજીને પાવલું, અર્ધો કે રૂપિયો ચડાવી ટોપરાની શેષ લઈ મોટર હંકારવાની જૂની પ્રથાને માન આપી મેં પચીસ નવા પૈસા મૂક્યા અને ટોપરું લઈ બધાને પ્રસાદ વહેંચ્યો. આવી બાબતોમાં હું આ ચીજ વહેમ છે કે વહેમ નથી એવી નિરર્થક, નિરુપયોગી, નીરસ ચર્ચાઓમાં હવે ઊતરતો નથી. દાયકા પહેલાં એવું બધું ગમતું, હવે નથી ગમતું. જે લોકો હનુમાનજીને પાવલું ચડાવ્યા વગર હંકારે છે તેમની મોટરોને મો ફાડીને ઊભાં રહેવું પડે છે અને જે લોકો પાવલું ચડાવે છે તેઓ સરસરાટ ચાલ્યાં જાય છે એવી માન્યતા છે. અમારે તો નિર્વિઘ્ને મુસાફરી કરવી હતી. ખરી-ખોટી માન્યતાઓ ચકાસી જોવા અમે આ મુસાફરી ખેડી નહોતી. હનુમાનજી મારા પાવલાના ભૂખ્યા છે એવું હું માનતો નથી; પણ આખરે પોતે દેવ છે, માણસ કરતાં જુદી જાતનું મગજ ધરાવતા હોવાથી માઠું પણ લગાડી બેસે. વળી, મને શ્રદ્ધા હોય કે ન હોય તે વસ્તુ મહત્ત્વની નહોતી, મારાં પત્નીને શ્રદ્ધા છે તે વસ્તુ મહત્ત્વની હતી. એમના જીવને સારું લાગે તેવું કરવાથી મને પોતાને પણ સારું લાગે છે.

મારે ઉમેરવું જોઈએ, કે જે જે લોકોએ હનુમાનજીને પાવલું ન ચડાવવાનો અનાદર કર્યો હતો તે બધાની મોટરો થોડે દૂર ગયા

તે ખોટ નહોતી. સાંજ ઘણી ખુશનુમા હતી. અમારો 'હોલીડે મુડ' ખીલ્યો હતો. જમી પરવારીને અમે બધાં ગપ્પાં મારવા બેઠાં. નંદનનો ટીખળી સ્વભાવ સાંજના આનંદમાં ઉમેરો કરતો હતો. માનવસ્વભાવની જુદી જુદી ખાસિયતોમાંથી નિર્દોષ આનંદ આપવો-લેવો એમાં કાંઈ ખોટું નથી. અને આનંદ એ જ આપણું સાચું ધન છે એ વસ્તુ ભૂલી શકાય નહિ. હું તો પથારીમાં પડ્યો પડ્યો બધું સાંભળ્યા કરતો. હસી-મશ્કરી સાંભળતો હું નિદ્રાધીન થઈ ગયો. વહેલા ઊંઘી જનારને મોટામાં મોટો એ લાભ થાય છે, કે પોતાની મશ્કરીઓ સાંભળવાનો એને વખત આવતો નથી.

રાખેલા મુજબ અમે બંને ચાર વાગ્યે ઊઠી ગયાં. અગાઉ હું મોડો ઊઠનારો માણસ હતો, પરંતુ મારી એ કુટેવ છોડાવનારાં મારાં પત્નીનો હું ઋણી છું. મુસાફરીમાં અમે બંને તો અચૂક ચાર વાગ્યે ઊઠી જઈએ અને પછી નોકરોને ઉઠાડીએ. નોકરોને ઊઠતાં ઊઠતાં પાંચેક વાગી જાય. પછી છોકરાંઓ ઊઠે. નાહી પરવારી અમે બધાં વહેલામાં વહેલાં છ વાગ્યે નીકળી શકતાં. છથી મોડું ન થાય એની તકેદારી હું હમેશાં રાખતો. અમે બંને જણાં જો ચાર વાગ્યે ન ઊઠતાં હોત તો હું નથી માનતો કે અમારો સંઘ બપોર પહેલાં નીકળી શક્યો હોત. અમારા ત્રણ દીકરાઓમાંથી બે જણા મોડા ઊઠનારા છે. એમના ભાવિ માટે હું શંકાશીલ છું. શેખર રાજપૂત છે છતાં વહેલો ઊઠે છે. એક નોકર છોકરો ખેડૂતનો બાળક છે અને એના કુળને દીપાવે એટલો વહેલો ઊઠે છે. અમારા ભટજી તો બ્રાહ્મણ છતાં સ્નાન પ્રત્યે ખાસ પક્ષપાત ધરાવતા નથી અને નિદ્રામાં જ રચ્યા પચ્યા રહે છે. નોકર બાઈ બ્રાહ્મણ છતાં વહેલાં ઊઠવામાં અને સ્નાન કરવામાં ઉદાસ વૃત્તિ ધરાવે છે.

વહેલા ઊઠવા સંબંધમાં મારે ફક્ત એટલું જ કહેવાનું છે, કે ચોવીસ કલાકમાં પરોઢના ચારથી સાડા પાંચ સુધીનો દોઢ જ કલાક

એવો છે, જ્યારે મનુષ્ય પ્રભુની પાસે નહિ પરંતુ પ્રભુ પોતે મનુષ્યની પાસે આવે છે તે વખતે આપણે જો ઊંઘતા હોઈએ તો તે આપણને જગાડતો નથી પણ મૂંગો મૂંગો બેસીને પડી જતો રહે છે

ચાર વાગ્યે ઊઠીને અમે 'ઊઠો, ઊઠો' શરૂ કર્યું, પણ રામેતા મુજબ ડ્રાઇવર, અમરત અને નંદન એ સિવાય બીજું કોઈ ઊઠ્યું નહિ અમદાવાદથી [illegible]
વાગ્યે દરેક ઊઠશે
રહ્યો ! મારે ભાગે બં

## ૫ શિવાજીના ડુંગરા

પૂનાને 'આવજો' કહી અમે અમારો રથરાજ વહેતો કર્યો પૂના આવતી તથા જતી વખતે હું હમેશા શિવાજી મહારાજનું તથા લોકમાન્યનું સ્મરણ કરું છું. તેમ કરવાથી મારા મનને સુખ થાય છે

પંદરેક માઇલ ગયા હોઈશું ત્યાં મને મોટર હાંકવાનું મન થયું ડ્રાઇવર તથા ચિરંજીવી મુરારિ થાકી ના જાય એ બહાના હેઠળ મેં સ્ટિયરિંગ હાથમાં લીધું મારાં પત્નીએ મો મરડીને હસી લીધું હશે એની મને ખાતરી હતી એટલે મેં તેમના તરફ જોયું નહિ સ્ટિયરિંગની સામેના ચાટનામાંથી હું જોતો હતો કે તેમને મારી ડ્રાઇવિંગ શક્તિ પ્રત્યે માન નહોતું એટલું જ નહિ પણ ઘણો નીચો અભિપ્રાય હતો હું એમના મતને મળતો નહિ હોવાથી મેં મોટર હાંક્યે રાખી મને લાગે છે કે હું મોટર સારી હાંકું છું અને આ વખતે પણ હાંકતો હતો યાત્રારથ મોટો ઝડિયો હોવાથી કેટલીક વાર કબ્જામાં નહિ રહેતો હોય એ હું સ્વીકારું છું, પણ એકંદરે હું તેના નહિ પણ તે મારા કાબૂમાં હતો

થોડી વારે ખભડિત ઘાટ આવ્યો મેં રથરાજને આસાનીથી હંકાર્યો અને મારી હાંકણકળા ઉપર હું પ્રસન્ન હતો પાછળથી મારાં પત્નીએ મારા વિરુદ્ધની હિલચાલ શરૂ કરી દીધી હતી નીચે પ્રમાણે

શબ્દો મારા કાને પડતા હતા 'થાકી જશો, સ્પીડ એકધારી ન
વીઝાવીઝ કરો છો, અથડાવી મારશો મુરિ! તુ એમને કહે
ઊડી જાય'

શબ્દો તરફ દુર્લક્ષ કરી મે મારી મેળે હાંકયે રાખ્યુ ઘાટ
ચડાઈ પૂરી થઈ અને ઉત્તરાણ શરૂ થયુ ઘાટની ટોચ ઉપર
મહારાષ્ટ્રનો ભૂવિસ્તાર ખુલ્લો થયો શિવાજીના ઘોડાના ડામલા
સભળાયા, અને આ પ્રદેશના ઇતિહાસમા મન તરગે ચડયુ ઘ
ઊતરી ગયા પછી મે મોટર અટકાવી અને વધુ ટીકા સાભળવી
પડે માટે હાકવાનુ માડી વાળ્યુ

સતારા આવી પહોચ્યુ ત્યારે સવારના નવ વાગ્યા હતા ચાપા
અને નાસ્તો કરવા અમે બધાં ઊતર્યાં બસસ્ટેન્ડ આગળનુ ઉપહારગ
ઠીક હતુ અમે દાખલ થતા માલિક મદ્રાસી હતો એની વાણી સવ
હતી ખાવાની વાનગીઓ ખરાબ નહોતી એકાદ કલાકમા ચાલનારો
પતાવી અમે રસ્તો માપવાનુ નક્કી કર્યું સતારા જોવાની કોઈ
ઈચ્છા નહોતી એના રૂપરગ અને ઢગમા કશુ ખેચાણ નહોતુ

મોટર ચલાવવાની મારી ચેળ પાછી ઊપડી 'મુરારિ, તુ થાક
ગયો હોઈશ' એમ કહી હુ સ્ટિયરિંગ આગળ બેસી ગયો મા
પત્નીએ પાછુ મોઢુ બગાડયુ એમણે ડ્રાઇવરની સામે જોયુ ડ્રાઇવ
મારી સામે જોઈ મને તરદી ના લેવા કહ્યુ 'તને જો થાક ના લાગે
હોય તો મારે કાઈ ચલાવવાની જરૂર નથી' કહી હુ ઊતરી ગયો
સમજી ગયો કે હવે મારા ભાગે ચલાવવાનુ નથી મારા પત્નીએ મા
વિરુદ્ધના મોરચા ગોઠવી દીધા હતા

સતારાથી કોલ્હાપુરનો રસ્તો બે કલાકમા કાપી નાખવાની ધારણ
હતી હવે અમે તળ મહારાષ્ટ્રમા હતા આસપાસનો પ્રદેશ ડુંગરા
અને હરિયાળો હતો અમે સપાટ જમીન ઉપર હતા એટલે દૂરન

ડુંગરા વધુ રળિયામણા લાગતા હતા. ગાડીની અવરજવર ઘણી હતી. એટલે મોટર સંભાળીને ચલાવવી પડતી. ગામડાના સાઇકલવાળાઓ સાઇકલને આમ તેમ વીંઝતા. તેથી એમને પણ પાછા બચાવવાના હતા. ઈશ્વર એમને બચાવતો હતો કે અમે એમને બચાવતાં હતાં એ સંબંધમાં ચર્ચા કરવી બિનજરૂરી છે.

પવન ઠંડો હતો અને કરાડ અને પેઠ વટાવી અમે ખુશનુમા હવાનો લહાવો લેતાં કોલ્હાપુરની સીમ સુધી આવી પહોંચ્યાં. ટ્રકો દોડાવનારા ઘણા બેપરવા, અસાવધ અને બેજવાબદાર હોય છે. એનો અનુભવ અમને આખી મુસાફરીમાં થયો—છેક અમદાવાદથી તે કન્યાકુમારી સુધી. ટ્રકમાં બેસુમાર ભાર લાદી ગમે તેમ મારી મૂકતા આ યમદૂતોને કોઈએ વારવા જોઈએ. કેટલાં બધાં માણસો તથા ઢોરોનો આ યમદૂતો સંહાર કરે છે એના આંકડા સત્તાવાર રીતે બહાર પાડવા જોઈએ.

કોલ્હાપુર પહોંચતાં ધાર્યા કરતાં વધુ સમય ગયો, કારણ કે આગલી ટ્રકોવાળા ‘સાઇડ’ આપતા નહોતા. અમે ગમે તેટલાં હોર્ન વગાડીએ છતાં કશી દાદ આપતા નહિ. લગભગ સાડા બાર—એક આખરે અમે કોલ્હાપુરના ડાક બંગલામાં પહોંચ્યા.

ડાક બંગલો ભરેલો હતો અને ખાનસામો જોસફ કે જ્હોન નકાર ભણનો સામો ઊભો રહ્યો. અમારે રાત રોકાવું નહોતું. ફક્ત બપોરનો નાસ્તો કરી ઘોડો પલાણવો હતો.' એણે અમારી વિનંતિ સ્વીકારીને આખરે એક ઓરડો આરામ માટે કાઢી આપ્યો. એનો પાડ માની અમે અમારું ભાથું કાઢ્યું અને પૂરી, શાક અને હાફુસની કેરીથી ક્ષુધા સંતોષી. બપોર ચડતો હતો અને સ્ટેશનવેગન આરામ માગતું હતું. રેડિયેટર ગરમ થઈ ગયું હતું એને ખાલી કરી ઠંડા પાણીથી ભરી દીધું અને પૂનાથી દોઢ સો માઇલ નિર્વિઘ્ને કાપ્યા તેના આનંદમાં અમે બધાં આડાં પડ્યાં. બપોર નમતો થયો અને ચાર વાગ્યાની ચા પી અમે પાછા રથે ચડ્યા.

કોલ્હાપુરથી બેલગામની મજલ પાસઠ માઇલની છે અમે નક્કી કર્યું હતુ કે સાંજે બેલગામ પહોચી રાત ત્યા ગાળવી અને બીજે દિવસે બેંગલોરનો રસ્તો પકડી હરિહર મુકામ કરવો

પાચેક માઇલ કાપ્યા હશે ત્યા પવન જોરથી ફુંકાયો અને ટેકરા ઉપરથી લાગ્યુ કે મેઘરાજા ધામધૂમથી પધારી રહ્યા હતા કાચ ચડાવી દીધા અને પવનનો પ્રચડ ધસારો સહન કરતો અમારો રથ ગગડચે ગયો ઉપરના સામાન ઉપર બાધેલુ કેન્વાસ ઊડવા લાગ્યું અને એ છેડેથી છૂટી ગયુ અમે વેગન ઊભુ રાખ્યુ અને કેન્વાસ ફરીથી બાંધ્યુ ત્યા તો મેઘરાજાનો મારો શરૂ થયો

હવામા એકદમ પલટો આવ્યો ટાઢક થઈ તેથી મન ખીલી ઊઠ્યા લગભગ પાએક કલાક સુધી અમે મોટર ઊભી રાખીને કુદરતની શોભા માણવા માંડી નવરા પડ્યા એટલે ગિફિનમોક્સ ઉઘાડવુ જ પડે સેવ, ચેવડો અને પેંડા પાછા શરૂ થઈ ગયાં

લગભગ પાચેક વાગ્યે અમે વેગન હકાર્યું ત્યારે વરસાદ રહી ગયો હતો અને પૃથ્વી નવી બની ગઈ હતી અમે માઇલોમિટર જોઈ ગણતરી કરી તો આ ઝાડ, જેની નીચે અમે થોભ્યાં, ત્યાં સુધીમા અમદાવાદથી સાત સો પચીસ માઇલ થયા હતા એમા મુબઈનુ ફરવા હરવાનુ આવી જાય હવે અમારે બેંગલોર જવાનુ હતુ તેમાં બીજા લગભગ પોણા ચાર સો માઇલ કાપવાના હતા

માઇલોની ગણતરી કરતા કરતા અમે નીપાણી આવી પહોચ્યાં અને ત્યાથી સખેશ્વરને રસ્તે પડ્યા સખેશ્વર પહોચ્યા ત્યારે ભાથાનો ડબ્બો લગભગ ખાલી થઈ ગયો હતો અને સાંજના છ વાગ્યા હતા બેલગામ હવે ફક્ત ત્રીસ માઇલ દૂર હતુ અમે હકાર્યે રાખ્યુ

સખેશ્વરથી બાર-ચૌદ માઈલ આવ્યા હોઈશુ ત્યાં રથરાજ પાછો

ગાડી ચલે કશું બોલ્યા ચાલ્યા વગર અદબ વાળીને ઊભો રહ્યો. ડ્રાઇવરે અને મુરારિએ પાછી હોકાહોક શરૂ કરી

નજીકમાં એક પપ ચાલતો હતો અમે ત્યાં મોં ધોવા તથા મીઠા પાણીની સહેલ કરવા ચાલ્યાં કૂવાને મરાઠીમાં ‘વાવડી’ કહે છે વાવડી ખાસ ઊંડી નહોતી

પાછા ફર્યાં ત્યારે રથરાજ તો વગર મનાવ્યો એવો ને એવો જ હતો ડ્રાઇવરે કહ્યું કે વૉટર પપ ગયો છે એટલામાં બે ખેડૂતોને મેં બાજુના ખેતરમાં મજૂરી કરતા જોયા

ખેડૂતોએ કહ્યું કે ત્રણ માઈલ નજીક એક ગામ છે ત્યાં કદાચ દૂધ મળે તો મળે અમારે ચા પીવી હતી એટલે પૂછપરછ કરતા હતા મજૂરો ભલા હતા એમણે કહ્યું કે મોટરને ધક્કા મારવા હોય તો આવીએ ત્રણ–ચાર બીજી મોટરો અમારી મોટરનો સત્યાગ્રહ જોતી ઊભી રહી, પણ કશું વળ્યું નહિ સાત વાગ્યા હતા ખેડૂતો કહે, અંધારું થઈ જાય પછી આગળ ના જશો કેમ કે આગળ ઘાટપ્રભા નદી ઓળંગ્યા પછી દસ માઈલનું જંગલ સારું નથી બહુ બહુ તો સત ગતીના ડાક બંગલા સુધી ચાર પાંચ માઈલ કાપશો રાત ત્યાં રહેજો

એ શબ્દોની કોણ જાણે કેમ પણ અમારા હઠીલા રથરાજ ઉપર અસર થઈ અને એ એકદમ ઝબકી ઊઠ્યો અમારો આનંદ પણ પાછો વહેતો થયો ખેડૂતો અમારી તહેનાતમાં રહ્યા હતા તેમને મેં પૂછ્યું, કે કેટલી રોજી મળે છે? તેમણે કહ્યું કે દિનભરની મજૂરીના દસ આના મળે છે એમની સરળતા અને સચ્ચાઈ એમની આંખોમાંથી નીતરતા હતા અમે એમને બક્ષિસ આપવા માંડી તે એમણે ઘણી આનાકાની બાદ સ્વીકારી

જમન અને ઘાટપ્રભા વટાવી અમે લગભગ આઠ વાગ્યે બેનગામ પહોંચ્યા અને ડાક બંગલાની શોધમાં પડ્યા રાતનો વખત હતો એટલે

રસ્તાના પાટિયા વાચવાની મુશ્કેલી હતી પૂછતે પૂછતે, ચકરડી-ભમરડી કરતા આખરે અમે ડાક બગલામા આવી પહોચ્યા

બગલાનો રખેવાળ યુવાન મુસ્લિમ હતો મે તેને હકીકત કહી એનામા માણસાઈ હતી એક મોટો ઓરડો પોતે કલાક પછી આપશે એવુ કહ્યુ તેમા ઊતરેના મુસાફરો કલાક પછી રવાના થવાના હતા ઓરડો બતાવવા તે અમને લઈ ગયો વરડામા એક સિધી યુવાન બેઠો હતો અમે તેને ઓળખ્યો એણે અમને પણ ઓળખ્યા મુબઈથી પૂનાને રસ્તે જેમની મોટર અટકી અને અમે મદદ કરેલી એ પાર્ટીનો તે હતો એણે અમારુ ભાવભીનુ સ્વાગત કર્યુ થોડી વારમા પાર્ટીના બીજા આવી પહોચ્યા એક બેંક મેનેજર હતો, બીજો પોલીસ અમલદાર હતો, ત્રીજો વેપારી હતો-બધાએ અમને જમવાનુ નોતરુ દીધુ, પણ અમે સાભાર ના પાડી અમે અન્નાહારી હતા, તેઓ માસાહારી તેઓ બધા રાતનુ મોટરિંગ કરી સીધા બેગલોર જવાના હતા અમારો વિચાર રાત રોકાવાનો હતો જમી પરવારીને તેઓ ચાલ્યા ગયા અને અમે ઓરડાનો કબજો લીધો

બગલાનો રખેવાળ, જે મુસ્લિમ યુવાન હતો, તેનુ નામ રાજન હતુ, ઘણો ઇમાનદાર માણસ હતો પરગજુ પણ એવો એણે અમને એક સારા ઉપહારગૃહમા લઈ જવાનુ માથે લીધુ અમે બધા ભૂખ્યા હતા અને સારી અન્નાહારી હોટલની શોધમા હતા જે હોટલમા એ લઈ ગયો તે ગામથી દૂર હતી, પણ ખાવાનુ ઘણુ સારુ હતુ જમી પરવારી રાતે દસ-સાડા દસે પાછાં આવી અમે સૂઈ ગયા

# ૬. બેલગામથી હરિહર

**બેલગામને** સામાન્ય સ્થિતિના માણસોનું મહાબળેશ્વર કહે છે. ત્યાંથી ગોવા નજીક છે. મહારાષ્ટ્રની સરહદનું ગામ છે. પરંતુ વહીવટને કારણે તેને મહીસૂર રાજ્યમાં મૂક્યું છે. લગભગ સિત્તેર ટકાની બોલી મરાઠી છે. અને કન્નડી બોલી ઘણાં ઓછા માણસોની છે. ચારે તરફ લીલોતરી હતી અને આબોહવા સારી લાગી.

બીજે દિવસે અમે બધાં જરા મોડાં ઊઠ્યાં અને ધારવાડ તથા હુબળીનો રસ્તો લીધો ત્યારે લગભગ અગિયાર વાગી ગયા હતા.

બેલગામથી ધારવાડનો રસ્તો ચઢાણ-ઉતરાણવાળો છે. બે નાનાં જંગલો પસાર કરી અમે ધારવાડ પહોંચ્યાં ત્યારે લગભગ બે વાગ્યા હતા. ધારવાડ પણ રળિયામણું છે. ચારે તરફ નાની નાની ટેકરીઓ અને ઝાડીને લીધે દેખાવ મનને શાંત કરે તેવો છે. વરસાદનાં ઝાપટાં પડી ગયાં હતાં તેને કારણે પણ હોય.

ધારવાડમાં મોટું વિશ્વવિદ્યાલય છે. જુદી જુદી કૉલેજોનાં મકાનો અમારી નજરે પડતાં હતાં. કર્ણાટક યુનિવર્સિટી સારી વિકસેલી છે તેનો ખ્યાલ આવતો હતો.

ભૂખ લાગી હતી એટલે એક નાના કાફેમાં દાખલ થયાં. હવે અમે કર્ણાટક એટલે કન્નડ પ્રદેશમાં હતા. મરાઠી ભાષાની સીમા પૂરી

ઈ ગઈ હતી. અને અમારી મુશ્કેલીની સીમા શરૂ થઈ હતી. હોટલવાળો ન સમજે હિંદી, ન મરાઠી, ન અંગ્રેજી; એટલે ચીજો બતાવી બતાવીને અમારે વહેવાર ચલાવવાનો હતો. ચાની હકૂમતનો હવે અંત આવતો હતો અને કોફીની હકૂમત શરૂ થઈ રહી હતી. ઉત્તર ભારતની વાનગીઓ જો કે સમૂળગી અંતર્ધાન થઈ નહોતી, પરંતુ પાછળ પડી જતી હતી. આશરે ચારેક વાગ્યાના સુમારે અમે ધારવાડ છોડ્યું અને હુબલી-તરફ રથ હંકાર્યો. અર્ધા કલાકમાં અમે હુબલી આવી પહોંચ્યાં અને બેટરીના સેલ લેવા તથા ગામ જોવા અર્ધો કલાક થોભ્યાં.

હુબલીમાં ગુજરાતીઓની વસ્તી સારી છે. ત્યાં ગુજરાતી શાળા પણ છે. ટોર્ચની સેલ વેચનારો સૌરાષ્ટ્રી હતો. ઘણે દિવસે ગુજરાતી બોલનારાને સાંભળી આનંદ થયો.

હુબલીથી ગેરસપ્પાનો ધોધ જોવા જઈ શકાય છે. અહીંથી રસ્તો ફંટાય છે તે ત્યાં સીધો જાય છે. ગેરસપ્પા એટલે ઉત્તર તરફનો ભાગ. દક્ષિણ તરફના—મહીસૂર તરફના ભાગને 'જોગ ફૉલ્સ' કહે છે. અમારો વિચાર પાછા ફરતી વખતે ગેરસપ્પા જવાનો હતો. એટલે અમે તો હુબલીથી સીધો હરિહરનો રસ્તો પકડ્યો.

સાંજના પાંચેક વાગ્યા હતા. અને અમે ચવાણું ફાકતાં રસ્તે પડ્યાં. રસ્તે લીલોતરી સારી હતી. સાત વાગ્યે સૂરજ નમી જાય તે પહેલાં બની શકે તો અમારે હરિહર પહોંચવું હતું. મોટર અમે પૂરપાટ મારી મૂકી. રસ્તામાં વરસાદ નડ્યો. એકલા વરસાદને અમે પહોંચી વળત, પણ પવન પણ જાણે પોતે રહી ગયો એમ માની જોરથી ફુંકાવા લાગ્યો. રથરાજ કાંઈ ગાંજ્યો જાય તેવો નહોતો. એણે તો ઊંધું ઘાલીને એક શ્વાસે હુતુતુતુ કરતા દોડવા માંડ્યું. પણ નિમલકોપ આગળ એને અમારે રોકવો પડ્યો, કારણ કે પવનનું જોર વધ્યું હતું. થોડી વારે પવન શમ્યો અને વરસાદ અટક્યો અને અમે હાવેરીના સીધા સરિયામ-અને નિર્જન રસ્તા ઉપર રથરાજને ગતિમાન કર્યો. અત્યાર સુધીનો

આખી મુસાફરીમાં આવો સીધો અને એકધારો રસ્તો આ પહેલો જ હતો.

સાંજ શોભાયમાન હતી અને હૃદયના તાર ઈશ્વરનું ગાન કરતા ગુંજતા હતા. હાવેરી લગભગ દસેક માઈલ દૂર હતું. અને અમારા ભાઈએ મોટરને પૂરપાટ છોડી મૂકી હતી. આથમતો સૂરજ અમારા રથરાજને જોતો જાણે થંભી ગયો હતો.

હાવેરી આવ્યું ત્યારે સૂરજ નમી ગયો હતો. આગળ જવું કે નહિ તેના વિચારમાં અમે પડી ગયાં. હાવેરીથી હરિહર ચોત્રીસ માઈલ દૂર હતું. એટલે સહેજે એક કલાકનો રસ્તો હતો. છેવટે નક્કી થયું કે આગળ જવું. હાવેરી આગળ બરાબર સાડા સાત થયા હતા. અને આકાશમાંથી પૃથ્વી પર અંધારગોટા ઘૂમરાતા હતા. રથરાજની ગતિ અમે ધીમી રાખી અને રાત્રિની મજલ સાવચેતીથી કરવા માંડી. મોતીબેનુર અને રાણીબેનુર–એ બે ગામો જાણે સૂનસામ લાગતાં હતાં અને તમરાંઓના ભેંકારમાંથી ભોમની ભયાનકતા ગર્જતી હતી. રાતના નવ થયા હતા, પણ આભાસ તો જાણે રાતના બારનો લાગતો હતો. હરિહર આવું ને આવું જતું હતું. રસ્તો કાં તો ખૂટતો નહોતો કે પછી સમય થંભી ગયો હતો. અંધારામાં અમારે ફંટાતા રસ્તાઓથી સાવચેત રહેવાનું હતું.

આખરે હરિહરના દીવા દેખાયા અને રાતની વિકરાળતા શમી ગઈ. રથરાજ જાણે આનંદમાં આવી ગયો હોય તેમ ધસવા લાગ્યો અને રેલવેની ફાટક વટાવતાં જ ડાક બંગલો, જેને હવે 'પ્રવાસીમંદિર'નું રૂપાળું નામ સાંપડ્યું હતું, તે દેખાયો. અમારો રથરાજ પ્રવાસી મંદિરમાં પ્રવેશ્યો.

બંગલો ભરેલો હતો. રખેવાળને અમે શોધી કાઢ્યો અને વિનંતિ કરી, પણ એ લાચાર હતો. અમારે આટલી મોડી રાતે

અજાણ્યા ગામમાં ક્યાં જવું તે સમજાતું નહોતું એક દેશી હોટલ જેવા ઊપડ્યા સંગીતના શોભાયમાન નામે ત્યાં કર્કશ અવાજો થતા હતા હોટેલ જોઈ અમને બધાને સુગ ચડી હવે શું કરીશું એવો વિચાર કરતા અમે પ્રવાસી મંદિરે પાછાં ફર્યાં ત્યાં મને યાદ આવ્યું, કે કિર્લોસ્કર કંપનીનું ગેસ્ટ હાઉસ નજીક હતું બેલગામમાં મજેના એક મેનેજરે મને ગેસ્ટ હાઉસના ઉપરીનું નામ આપ્યું હતું અને જરૂર પડે તો તેમની ઓળખાણથી ગેસ્ટ હાઉસનો લાભ લેવા સૂચવ્યું હતું અમે સ્ટેશનવેગનમાં ત્યાં ઊપડ્યા મેનેજર શ્રી પંડિત બહારગામ ગયા હતા અમારા નસીબમાં સુખે રાત ગાળવાનું લખ્યું નહોતું, પરંતુ ૬ નાઉમેદ બન્યો નહિ ગેસ્ટ હાઉસના માણસને મે બધી હકીકત જણાવી અને અમારી મુશ્કેલીનો ચિતાર આપ્યો એણે અમને સારા માણસો તરીકે સ્વીકારી રાતવાસો ઉપરાંત રોટલો પણ આપ્યો મે ઈશ્વરની આરાધના કરી એની દયાને જ મે અમારા આરામમાં કારણભૂત ગણી એણે અમને ઘણી સરસ જગ્યા આરામ સારું આપી આ મુસાફરીમાં અનેક પ્રસંગે મે ઈશ્વરનાં દર્શન કર્યાં તેમાંનો આ એક પ્રસંગ હતો હું એને વારંવાર વીસરી જતો હતો પણ એ મને વીસરતો નહોતો

વહેલી સવારે અમે બેંગલોર રવાના થવાના હતા હરિહરથી બેંગલોર પોણા બસો માઈલ છે ગેસ્ટ હાઉસના માણસે અમને સરસ ચટની, ઢોંસે, સાભાર, રસમ અને ભાત ખવરાવ્યા અને કૉફી પણ આપી કૉફી નિર્જલદાર હતી ખાઈપીને અમે સૂઈ ગયાં ત્યારે રાતના અગિયાર થયા હતા પ્રવાસી મંદિરથી અમે એક ભોમિયો લીધો હતો તે શાંત અને ભલો માણસ હતો એના માથે મોટી ચોટી હતી છોકરાઓ એને ચોટી મ્હીને બોલાવતા બે કલાકમાં તો એ બધાની સાથે ભળી ગયો હતો ચોટીને બક્ષિસ આપી અમે વિદાય કર્યો

રાખેલા મુજબ અમે બને વહેલા ઊઠ્યા અને બાકીની મંડળીને

પરગજુ ડ્રાઇવરના પ્રતાપે અમારે સહેવું પડતું નહોતું. વેષધારી પીરસનારાઓને અમારી ભાષાથી ભારે કુતૂહલ થતું હતું. એમાંથી કોઈને હિંદી આવડતું નહોતું. અમે કેળનાં પાતરાંમાં જમ્યાં. કોફી માટે કાચના ગ્લાસ આપ્યા હતા. આવું સરસ ભોજન આટલું સસ્તું મળે તે પ્રદેશમાં જો રહેવાનું હોય તો કેટલો બધો ખર્ચ બચી જાય એવા વિચારો કરતાં અમે ઊભાં થયાં.

લગભગ દસ વાગ્યે અમે બેંગલોરને રસ્તે પડ્યાં અને વરસાદનું એકાદ ઝાપટું સહન કર્યું. અર્ધા-પોણા કલાકમાં હીરીપુર ગામ આવ્યું, જ્યાં આગળથી અમે કેળાં ખરીદ્યાં અને બેંગલોર ખાતે ભાઈશ્રી ઇન્દ્રવદન બાલવંતરાય ઠાકોરને "અમે આવી રહ્યાં છીએ" એવું જણાવતો તાર કર્યો. પોસ્ટ માસ્તર સારું એવું અંગ્રેજી જાણતો બ્રાહ્મણ હતો. એણે મને મુસાફરીની થોડી ઘણી વિગતો પૂછી અને અમે બધાં રામેશ્વરની યાત્રાએ જઈ રહ્યાં છીએ એવું જાણી એને ખૂબ સંતોષ થયો.

લગભગ અગિયાર વાગ્યે અમે હીરીપુર મૂક્યું અને બેંગલોરના રસ્તે પવનપાટ હંકાર્યું. રથરાજ જાણે ઉમંગમાં આવી ગયો હતો. અને એરોપ્લેનની માફક ઊડતો હતો. હીરીપુરથી બેંગલોરનો રસ્તો અમને ઘણો ટૂંકો લાગ્યો, જો કે મજલ તો બારસો સો માઇલની હતી. એ અંતર અમારા રઢિયાળા રથરાજે લગભગ બે-સવા બે કલાકમાં કાપી નાખ્યું. વચમાં રેલવેની ફાટક બંધ હતી તે દસેક મિનિટમાં અમે ફણસની પેશીઓ ખાઈ લીધી. એ સમય બાદ કરતાં હીરીપુરથી બેંગલોરનું અંતર અમે કલાકમાં કાપી નાખ્યું.

અમારા ડ્રાઇવર શ્રીમાન છનાજી હરિહરને હમેશાં હરહરિ જ કહે અને મહારાજ શ્રી. સરદાર ચિત્તળદુર્ગને શીતળાપુર કહે, તેથી અમે પણ હરહરિ અને શીતળાપુરથી ચલાવ્યે રાખ્યું. ઉત્તર ગુજરાતનો અમરત એમ જ માને કે બધે ગુજરાત જ છે. એને બધે વેજલપુર જ દેખાય.

ગઈ સાલ અમારા રાયમ મિયાં કાંગડાના પલમપુર ગામને પાલણપુર જ માનતા અને છેક અમદાવાદથી પઠાણકોટ સુધી બધે ગુજરાત માનીને ગુજરાતીમાં જ પૂછપરછ કરતા.

'હરહરિથી બેંગલૂ' સુધી પોતે મોટર સારી હાંકી તેથી છનાજી ખુશખુશાલ હતા અને પોતાની ભૂગોળ હવે હિમાલયથી છેક કન્યાકુમારી સુધી વિસ્તાર પામી હોવાથી ગૌરવ લેતા હતા. કન્યાકુમારીને તે તથા સરદાર 'કુમારી કન્યા' કહેતા. એમણે બધાં જ નામોમાં ફેરફારો કર્યો હોવાથી નકશાવાળી ભૂગોળ સાથે તાળો બેસે તેમ નહોતું. અમરત જેમ ચોતરફ વેજલપુર જોતો, તેમ રેવાબાઈને બધી જ નદીઓ મહીસાગર લાગતી. નંદન એમને એકાદ વહેળિયું બનાવી કહેતો, કે "રેવા, આ નર્મદા આવી", તો રેવાબાઈ પગે લાગતાં. રેવાબાઈને બધે રણછોડજીનાં મંદિર પણ દેખાતાં. નંદન કોઈ સિનેમાઘરને બતાવી કહે, "કે આ દ્વારકાધીશનું મંદિર છે", તો રેવાબાઈ માની લેતાં અને પગે લાગતાં. રેવાબાઈએ તો એક સીધો ને સાદો નિયમ કરેલો, કે નાનો-મોટો ગમે તે પુલ આવે કે તુરત મહી કે નર્મદા ધારીને નમસ્કારવિધિ કરવો.

હરિહરથી બેંગલોરનો આખો રસ્તો હરિયાળો હતો. દૂર દૂર નાના-મોટા ડુંગરો નજરે પડતા. એ ડુંગરોમાં મહારાજા અશોકથી માંડીને મહાત્મા ગાંધીના સમયનો ઇતિહાસ વેરાયેલો પડ્યો છે. અશોકે ત્યાં શિલાલેખો કોતરાવ્યા, ચંદ્રગુપ્ત આવ્યો અને વસ્યો અને ગાંધીજી પોતે પણ બેંગલોરની પાસે આવેલા નંદી પર્વત ઉપર રહ્યા હતા.

મહીસુર રાજ્યનો ઇતિહાસ ભારતના ધર્મ અને સંસ્કૃતિના ઇતિહાસનું ઘણું ઊજળું પાનું છે. શંકરાચાર્ય કેરલમાં જન્મ્યા, પરંતુ આશ્રમ સ્થાપ્યો મહીસુર રાજ્યના શૃંગેરી ગામમાં. એ હકીકત આજથી બાર સો વરસ ઉપરની. ત્યાર બાદ લગભગ ત્રણ સો વરસ પછી રામાનુજાચાર્ય મદુરાના ચોલ રાજાથી હેરાનગતિ પામી મહીસુર આવ્યા અને રામાનુજ

મહામહેનને ઉપાડી. ગેસ્ટ હાઉસમાંથી એક મોટર ઊપડી જવાની હતી. તેનો માલિક ઊપડી હતો એટલે ડ્રાઇવર અને બીજો એક માણસ બે જણા જ જનારા હતા. ડ્રાઇવર ઘણો વિવેકી હતો. તેણે અમને સાથ આપવાનું કહ્યું. એને અંગ્રેજી આવડતું હતું એટલે અમને નીરાંત થઈ. અમારે તો હવે આખે રસ્તે 'કદમ કદ્દા કદમ કદ્દા' સાંભળવાનું હતું. અમારી કરમકથા હવે શરૂ થવાની હતી. અમે નક્કી કર્યું કે પેલા ડ્રાઇવરની પાછળ પાછળ અમારે રથ હાંકવો.

## ૭. હરિહરથી બેંગલોર

હરિહરથી અમે લગભગ વીસેક મિનિટમા દેવગીર પહોચ્યા દેવગીર મોટુ ગામ છે મદિરો અને મકાનોના ઘાટઘૂટ હવે બદલાતા હતા અમને લાગતુ હતું કે હવે અમે ખરેખરા દક્ષિણમા દાખલ થઈ રહ્યા હતા

સવારના પહોરની ખુશનુમા હવા હતી, અને એકાદ કલાકમા અમે બોડારોડા ડુગરોના ચિત્તળદુર્ગ નગર આગળ આવી પહોંચ્યા આ નગર ઘણુ પ્રાચીન છે મહારાજા અશોકના રાજ્યની દક્ષિણ સીમા અહીં સુધી ફેલાઈ હતી નગરનો કિલ્લો હૈદરઅલીએ બાધ્યો હતો ચિત્તળદુર્ગની નજીકમાથી રોમન શહેનશાહ ઓગસ્ટસ સિઝરના વખતના સિક્કાઓ મળી આવ્યા છે તેના ઉપરથી અનુમાન થાય છે, કે આ નગરને અને પ્રાચીન રોમને આજથી લગભગ બે હજાર વર્ષ અગાઉ વેપારનો સબધ હતો

અમે ચિત્તળદુર્ગ પહોચ્યા ત્યારે લગભગ આઠ–નવ વાગ્યા હતા. આગળની મોટરવાળા ડ્રાઇવરે અમને કહ્યુ, કે "નાસ્તો કરવો હોય તો અહી કરી લો, નીકર છેક બેગલોર પહોંચતા સુધી પછી સારુ ખાવાનુ મળશે નહિ." એ અમને એક સારી જગ્યાએ જમવા લઈ ગયો. અમે ઇડલી, દોસે વગેરે ખાઈને કોફી પીધી ખાવાનુ તથા કોફી ખાસ

સંપ્રદાયનો ફેલાવો થયો એમના પછી સો વરસના અંતરે ધર્મ અને સમાજમાં ભારે ક્રાંતિકારી વિચારો આણનાર બસવ થયા અને તેમણે પોતાનો લિંગાયત સંપ્રદાય મહીસૂરમાંથી ફેલાવ્યો બસવ નાત-જાતમાં માનતા નહિ અને માનવ સમાજની એકતાનો બોધ કરતા તેઓ ભારે સુધારક હતા તે જ પ્રમાણે, મધ્વાચાર્ય પણ આ રાજ્યમાં થયા અને પોતાનો વૈષ્ણવ સંપ્રદાય અહેંથી વિસ્તાર્યો

આ બધા ધાર્મિક અને સામાજિક આંદોલનોના કારણે મહીસૂર રાજ્યની પ્રજામાં સારી એવી ધર્મચેતના આવી મહીસૂર રાજ્યમાં સંસ્કૃત ભાષા તથા સાહિત્યનો અભ્યાસ સારો ફાલ્યો આજે પણ મહીસૂર રાજ્યના લોકો એમની ધાર્મિકતા, સંસ્કારિતા અને વિચારશક્તિથી આપણને આકર્ષે છે મહીસૂર રાજ્યને આપણે દેવસ્થાનોનો પ્રદેશ કહી શકીએ જૂના મંદિરોમાં સોમનાથપુર, બેલૂર, હેલેબિડ વગેરે ઉત્તમ કલાકારીના નમૂના છે સોમનાથપુરનું મંદિર અમે જોયું છે અને તેના ઉઠાવ અને વિધાનથી હું મુગ્ધ થઈ ગયો છું

બેંગલોર ઢાંક્યુ રહે તેવું નથી એની રોનકનો ખ્યાલ એના વિશાળ રસ્તાઓ ઉપરથી આવતો હતો અમે આવી પહોંચ્યા તેની વધામણી આપતો પેલો મોટરનો ડ્રાઇવર મોટર અટકાવીને ઊભો રહ્યો એનો આભાર માની અને બક્ષિસ આપી એને અમે વિદાય કર્યો

અમારે ભાઈશ્રી ઇન્દુવદન ઠાકોરનું કોર્નવેન રોડ લેંગફોર્ડ ગાર્ડન્સમાં આવેલું મકાન શોધવાનું હતું એ જગ્યા કેન્ટોનમેન્ટમાં હતી પૂછતે પૂછતે ઘણી ચકરડી-ભમરડીઓ અમે ખાધી અને નિરાશ થઈ વેગન થોભાવી અમે વિચાર કરવા લાગ્યા એવામાં એક પોલીસ કોન્સ્ટેબલ મારી નજરે પડ્યો. મેં એને અમારી વીતક સમજાવી એણે કહ્યું, કે અમે લેંગફોર્ડ ગાર્ડન્સની નજીકમાં જ હતા એને મેં વિનંતિ કરી એટલે તે પરગજુ સિપાઈ અમારી સાથે થયો જે બધા ચકરો

અમે મારતા હતા, તે દરમિયાન લેગર્બાર્ડ ગાર્ડન્સ આગળ કદાચ સાત આઠ વાર આવી ગયા હોઈશું ત્રણ જ મિનિટમા અમે ભાઈ શ્રી ઇન્દ્રવદનના નિવાસે આવી પહોચ્યા, જેની વધામણી એમના હૃષ્ટપુષ્ટ અને ભસના કૂતરાએ આપી દીધી એમના માયાળુ અને સસ્કારી પત્ની ખુરશીદ બહેને અમારો સત્કાર કર્યો અને ઇન્દ્રવદનભાઈ પણ થોડી વારમા બહારથી આવી પહોચ્યા

શ્રી ઇન્દ્રવદનભાઈ અગાઉ 'ગુજરાત સમાચાર' ના તત્રી અને અમદાવાદના ઉત્સાહી કાર્યકરોમાના એક અગ્રગણ્ય કાર્યકર હતા હાલ તેઓ બેંગલોરમા 'ડેક્કન હેરોલ્ડ'ના મેનેજર તરીકે છે એમના નાના ભાઈ શ્રી. સુરેન્દ્ર અમારા સઘના નિમત્રના મિત્ર એ સિવાય એમના આતિથ્ય ઉપર અમારો કશો અધિકાર નહિ ઇન્દ્રવદનભાઈને ત્યા ખાવાનું ઝાપટી અમે વુડલેન્ડ હોટેલમા ગયા, પણ ત્યા રસોઈ–પાણીની તથા નોકરોને રહેવાની સગવડ નહોતી મારી પાસે મારા મિત્રો ભાઈ શ્રી ચરણદાસ હરિદાસે તથા ભાઈ શ્રી બાલકૃષ્ણ હરિવલ્લભદાસે આપેલા ઓળખપત્રો હતા એ બને મિનમાનિત્ર મિત્રોએ પોતાના સબધીઓને લખેલા પત્રોમાથી એક પત્ર હરિલાલ ભીખાભાઈની પેઢીના શેઠ મનુભાઈ ઉપર હતો મે એમને ત્યાં ફોન કર્યો મનુભાઈ શેઠ બહારગામ હતા અને તેમના મુનીમ વસનજીએ મને ભાવભર્યું નિમત્રણ આપ્યુ, કે અમારે બધાએ રોડના ગેસ્ટહાઉસમા આવી પહોચવુ એ પ્રમાણે રસોઇયા તથા નોકરો સાથે અમે વિશ્વેશ્વરપુરના ગેસ્ટહાઉસમા જવા તૈયાર થયા.

વુડલેન્ડ હોટેલથી અમે પહેલા મામુનપેટ ગયા, કારણ કે ભાઈ વસનજી ત્યા પેઢી ઉપર હતા તેમની મુલાકાત અમારે કરવાની હતી.

બેંગલોર કેન્ટોનમેંટ ઘણી સોહામણી જગ્યા છે અંગ્રેજોની રહેવાની કળાનો એને સારો નમૂનો ગણી શકાય અંગ્રેજો ગયા, પણ હિન્દુસ્તાનો તથા કેન્ટોનમેંટો જેવી સારી વસ્તુઓ મૂકતા ગયા.

પસવાટની કળા અને રહેણીકરણીની રીતભાત એને હું અંગ્રેજ હકૂમતનો એક ઘણો સારો વારસો માનું છું. કેન્ટોનમેંટ એટલે સ્વચ્છતા અને સુઘડતા. આપણે હિંદીઓ હવે ઘણી સારી રીતે અને સુઘડતાથી રહેતાં થયાં છીએ, તે ઘણા સંતોષની વાત છે. સારી વસ્તુના ગ્રહણને હું અનુકરણ કહેતો નથી. ધીમે સ્વરે બોલવાનું આપણે અંગ્રેજો પાસેથી શીખ્યાં નથી એ દુર્ભાગ્યની વાત, છતાં કેન્ટોનમેંટોમાં આપણે એ તથા બીજી સારી રીતભાતો થોડી ઘણી સાચવીએ છીએ એની નોંધ સહર્ષ લેવી પડે.

મોટેથી બોલનારા વહેલા મરી જાય છે એમાં શંકા નથી. ભારતનું મરણપ્રમાણ ઘણું છે.

રેવાબાઈ અને અમરત બહુ મોટેથી બોલતાં હતાં. તેમને નભાવી લેતાં અમે બધાં ભામુલપેઠ પહોંચ્યાં ત્યારે અમને લાગ્યું, કે એમના કરતાં મોટા સ્વરે બોલતી સૃષ્ટિમાં અમે આખરે આવી પહોંચ્યાં હતાં. ભામુલપેઠ, ભુલેશ્વર, માણેક ચોક–બધું બુલંદ અવાજવાળું જગત છે. અમારા સ્વરાજનું ભૂંગળું ખોખરું થઈ ગયું ત્યાં સુધી અમારે વગાડ્યે રાખવું પડ્યું, પરંતુ કોઈ સાંભળતું નહોતું. આજના ભારતમાં કોઈ સાંભળતું જ નથી, કોઈને કાન જ નથી.

ભામુલપેઠ અને ચીકપેઠ એ બધા રસ્તાઓ ઘણા જ સાંકડા અને ગિરદી પાર વગરની. ભારતની વસ્તીનો આંક આ બધા રસ્તાઓ ઉપરથી નીકળી શકે. છતાં મારે કહેવું જોઈએ, કે અહીં મને મઝા પડતી હતી. કેટલાં બધાં માણસો કેટલા બધા વિચારો કરતાં હશે! કેટલા બધા આનંદો, કેટલા બધા વિષાદો, કેટલી બધી કલ્પનાઓ, કેટલાં બધાં સરવાળા–બાદબાકીઓ ચીકપેઠની આ હાલની સૃષ્ટિ કરતી હશે! રાગ–વિરાગનાં કેટલાં બધાં નાટકો એ ચાલતાં નાટ્યઘરોના મંચ ઉપર ભજવાઈ રહ્યાં હશે!

ભાઈ વસનજીને મળ્યાં. એમણે અમારી ખબરઅંતર પૂછી, આગતાસ્વાગતા કરી અમને ઘરના કરી મૂકયાં. પોતે કચ્છી છે અને કાબેલ માણસ લાગ્યા. શેઠનો મોટો વેપાર કુશળતાથી ચલાવનાર આ ભાઈએ અમારો બોજો ઉપાડી લીધો અને શેઠના ગેસ્ટહાઉસમા અમને પહોચાડી આપ્યા

ગેસ્ટહાઉસની અંદર અમને જોઈતી સગવડ મળી ગઈ. ઘરની પાછળ શેઠના બાળકોના શિક્ષક શ્રી રાવે અમારી દેખભાળ રાખવા માંડી. શ્રી. રાવ તેલંગણના બ્રાહ્મણ છે એમની પાસેથી બેંગલોરની કેટલીક વિગતો એકઠી કરી સાંજનુ જમવાનુ અમારે મનુભાઈ શેઠને બગલે હતુ એટલે નાહી પરવારી અમે આરામ કરતા પડ્યાં.

શિક્ષક શ્રી રાવને મન આવા ભર ઉનાળામા મોટરમા દક્ષિણની મુસાફરી કરનાર અમે કદાચ પહેલા જ હતા, અજોડ હતા તેમણે જ્યારે જાણ્યુ કે અમે કાશ્મીર તથા હિમાલય ઘણી વાર ગયા છીએ ત્યારે મને લાગે છે, કે એમને અમારી અક્કલ માટે આશ્ચર્ય થયુ હશે. એમણે કહ્યુ કે કાશ્મીર જોયા પછી ઊટી–કોડી જોવાનુ હોય જ નહિ એમણે એમ પણ કહ્યુ, કે “દક્ષિણમા ખાસ કશુ જોવાનુ જ નથી માટે અહીથી જ પાછા ફરી જાવ” મે કહ્યુ, કે “મદિરો જોવા જેવા છે”, ત્યારે તેમણે કહ્યુ, કે “સ્થાપત્યનો રસ હોય તેને” એમણે એમ પણ કહ્યુ, કે “બધા મદિરો લગભગ સરખા જ છે ઝીણવટથી તે બધા જોનારને તો જિંદગી પણ ઓછી પડે” એમણે કહ્યુ, કે “દોડધામ મૂકીને પદર દિવસ બેંગલોરમા ગાળી પાછા જતા રહો” રાવે આખુ ભારત જોયુ હતુ—અને તે પણ મોટરમા, એ જાણીને હુ માથુ ખજવાળવા લાગ્યો

રાવની વસ્તી અમને લાગવા માંડી સાઠ વરસની ઉમરે પીસ્તા ત્રીસના લાગે કસરતથી શરીર કસાયેલુ અને મન પણ યુવાન મનનું

કારણ કદાચ તેમનાં પત્ની હશે. એમનાં પત્ની પચીસેક વરસ કરતાં મોટી ઉંમરનાં નહોતાં.

સાંજે અમે ભાઈશ્રી. મનુભાઈ શેઠને જયનગરને બંગલે જમવા ઊપડ્યાં. મનુભાઈ નહોતા, પણ એમના ચિરંજીવીએ અમારી બરદાસ્ત કરવામાં કમીના રાખી નહિ; ત્યાં આગળ અમને અમદાવાદના જે લોકો મળ્યાં તેમાં ભાઈ અશ્વિનકુમાર અને તેમનાં પત્ની તથા તેમના બીજા એક મિત્ર તથા તેમનાં પત્ની યાદ આવે છે. એ લોકો પણ અમારી પેઠે દક્ષિણના પ્રવાસે હતાં, બેશક, એ લોકો સાથે સાથે કાપડનો વેપાર પણ કરતાં અને તેથી કમાવાનો અને ખર્ચવાનો ભેગો આનંદ એક સાથે માણતાં. અમારા પક્ષે માત્ર ખર્ચવાનો આનંદ જ લખાયો હતો. એ આનંદમાં અમારા સહુનું શરાતન ઘણું ઝાંખું ઊઠતું. ભાઈ અશ્વિનને ગોંસડીઓ વેચતા જોઈ મને થયું, કે મારાં પત્નીનું સ્ટેશનવૅગન હું વેચી નાખું અને નફો ગજવામાં મૂકીને બાકીના પૈસા એમને આપી દઉં. પણ એમની ઇચ્છા વેચવાની હતી નહિ એટલે હું લાચાર બન્યો.

મનુભાઈ શેઠ અને તેમના મોટા ભાઈ માણેકલાલ શેઠ મૂળ પેટલાદના. ત્રીસેક વરસ અગાઉ વેપાર અર્થે અત્રે આવેલા અને અહોળો વેપાર જમાવી આજે સુખી થયા છે. તમાકુ, રૂ, રેશમ, કાપડ વગેરે જુદા જુદા ધંધાઓ તેમની પેઢીના છે અને વરસ દહાડે લાખોનું વેચાણ કરે છે. "ગુજરાત એટલે વેપાર અને ગુજરાતી એટલે વેપારી" એવી ભારતવ્યાપી છાપને કારણે ગુજરાત અને ગુજરાતીઓના શાન, રૂર અને શાખ ભારે છે. આખા ભારતમાં મોટો વેપાર ગુજરાતી અને મારવાડીના હસ્તક છે, કારણ કે એ પ્રજામાં વેપારની હથોટી સૈકાઓથી પેઢીઉતાર ચાલી આવે છે. જે વસ્તુ વંશપરંપરાગત હોય, તેને ઇજારારૂપે માનવી તેમાં ભૂલ છે. પેઢી એટલે જ વંશ. ધંધો એ પેઢી છે, વંશ છે.

ગુજરાતની બહારની પ્રજાને વેપારની હથોટી આવતાં હજી બીજો એક સૈકો જોઈશે.

મનુભાઈ શેઠને બંગલે દક્ષિણનાં બજારોની વાતો કરી અમે આવતી કાલે ક્યાં ક્યાં જવું એનો પ્રોગ્રામ અમારા નવા મિત્રોની સાથે ઘડી કાઢ્યો. એમની સહુની વિદાય લઈ અમે ઉતારે આવવા સારુ નીકળ્યાં ત્યારે રાતના દસ વાગ્યા હતા અને ભર્યા પેટે અમને ઊંઘ ચડી હતી. રાતના મમયનું બેંગલોર રોનકદાર હતું. હવામાં પણ જીવ હતો. રથરાજમાં મોજ કરતાં અમે ઉતારે આવી ભાઈ રાવની સાથે પાંચેક મિનિટ ગપ્પાં મારી ઘસઘસાટ ઊંઘી ગયાં.

## ૮. નંદી દુર્ગ

જે ગામ જઈએ ત્યાંના 'જોવાલાયક સ્થળો'ની યાદી વાંચી જઈ એ સ્થળો જોઈ નાખવાં જોઈએ નીકર આપણે ત્યાં ગયાં ગયા છીએ એની સાબિતી કોઈને આપી શકીએ નહિ અને તેથી આપણે ત્યાં નથી ગયા એવું બધા માને અને તેથી આપણું ગયું ધૂળ મળે આના બધા ભયોથી હું હજી પૂરો મુક્ત થયો નહિ હોવાથી મે બેંગલોર 'જોવા'નું નક્કી કર્યું અને તે પ્રમાણે કબ્બન પાર્ક, લાલબાગ, રેસકોર્સ, સેક્રેટરિયેટ, ફેક્ટરીઓ, કૉલેજો, રસ્તાઓ–બધું જ બીજે દિવસે જોઈ નાખ્યું એ જોયાથી મને સારું લાગ્યું, હાશ થઈ અને 'મે નથી જોયું' એવા ભયથી હું મુક્ત થઈ ગયો મશીન ટુલ્સ ફેક્ટરી પણ અમારા મિત્રોની સાથે જઈ જોઈ નાખી અને એ બધી વસ્તુઓમાં મને ખૂબ રસ છે એવી રીતે બધું જોતો જોતો હું ફરતો હતો ફેક્ટરીનો યુવાન બધું ઝીણવટથી સમજાવતો હતો અને ખૂબ સમજ્યો હોઉં તેની રીતે હું ડોકું ધુણાવતો હતો અનેક કલાઓની શિક્ષા અણુધારી રીતે ભોગવીને હું ઘેર આવ્યો ત્યારે મને એટલું જ યાદ રહ્યું, કે મે એ ફેક્ટરી જોઈ હતી અને મારા પગ ઘણા દુખતા હતા મારે એટલું તો જરૂર કહેવું જોઈએ, કે જો કે હું કશું સમજ્યો નહોતો તોપણ એ જોવાલાયક વસ્તુ હતી એમા ઘણા બધાં નાનાં–મોટાં યન્ત્રો હતાં અને કારીગરો બધા જ નવયુવાનો હતા સફાઈ ઘણી સરસ હતી

અને યંત્રમય જગતમાં હું યંત્રવત્ ફર્યો હતો. મારી જેમ પેલા બે યુવાન મિત્રોની તરુણ પત્નીઓ પણ શિક્ષા પામી હતી. સાંજે બીજી ફેક્ટરી જોવાના અમારા સ્નેહીના નિમંત્રણનો મેં સાભાર અસ્વીકાર કર્યો.

સાંજે અમે કબ્બન પાર્કમાં ગયાં હતાં અને મદ્રાસી ખાવાનું ઝાપટી શહેર જોવા નીકળી પડ્યાં. મારાં પત્નીએ પચીસ વર્ષ પહેલાં જોયેલું બેંગલોર બદલાઈ ગયું હતું. એના જવાબમાં મેં એટલું જ કહ્યું, કે પચીસ વર્ષ પહેલાંનાં તેઓ પણ બદલાઈ ગયા હતાં, બધાં જ બદલાઈ ગયાં હતાં. તેમણે મને કહ્યું, કે પચીસ વરસ અગાઉની રોશની તથા ઝાકઝમાળ નહોતાં. મેં કહ્યું, કે રાજા-મહારાજાઓની રોશની હવે પાછી આવવાની નથી, માટે એ બધી ઝાકઝમાળ વગરની જે સુંદરતા હોય તેથી હવે ચલાવી લેવાનું. જ્યાં અંધારું વધારે હોય ત્યાં વધારે પ્રકાશની જરૂર પડે છે. પચીસ વર્ષ અગાઉ દક્ષિણના પુરુષોમાં મોટા ચોટલા દેખાતા હતા એવું મારાં પત્નીએ કહ્યું. આજે ચોટલો જાણે અદૃષ્ટ થઈ ગયો હતો.

વહેલી સવારે ઊઠી હું વિશ્વેશ્વરપુરમાં આંટા મારવા નીકળ્યો ત્યારે બે દૃશ્ય જોયાં તે ગમી ગયાં. ઘરનાં આંગણાં પાણીથી સાફ કરવા સ્ત્રીઓ તથા છોકરીઓ નીકળી હતી. ગાયવાળો દરેક ઘર આગળ જઈ દૂધ દોહી આપતો હતો. ઘણાં સ્ત્રીપુરુષો દેવમંદિરમાં જતાં હતાં તેનો ખ્યાલ તેમના સહુના હાથમાંના પૂજાપા ઉપરથી આવી જતો.

દક્ષિણમાં હિંદુ સંસ્કૃતિ ઘણી વિકસેલી છે. લગભગ દરેક ઘરમાં દેવમંદિર હોય છે અને મોટા ભાગના લોકો સવાર-સાંજ પૂજા કરે છે. ઉત્તર તથા દક્ષિણ એમ આખા ભારતમાં એક વસ્તુ ધ્યાન ખેંચે એવી છે અને તે એ, કે હિંદુ ધર્મનું પાલન સ્ત્રીઓ જેટલી ચીવટથી કરે છે તેટલી ચીવટથી પુરુષો કરતા નથી. હિંદુ ધર્મના રક્ષણમાં સ્ત્રીઓએ જે ભાગ ભજવ્યો છે તથા ભજવે છે તેથી તેમના તરફ આપણે સહુએ

પૂજ્ય ભાવ રાખવો જોઈએ રાષ્ટ્રની ભાવના એ આખરે તો ધર્મ અને સંસ્કૃતિની જ આરાધના છે

લગભગ નવેક વાગે અમે બધા નદી પર્વતની સહેલગાહે નીકળ્યા બે મોટરો હતી એકમા અમે બવા અને બીજીમા અમારા મિત્રો બેસી ગયા

નદી પર્વત બેંગલોરથી સાડત્રીસ માઇલ દૂર છે એની ઊંચાઈ લગભગ સાડા ચાર હજાર ફૂટ છે ઉનાળામા કેટલાક માણસો ત્યાં હવા ખાવા જાય છે અને વસવાટ માટે થોડા બંગલાઓ છે ગાધીજી આ ડુંગર ઉપર રહેલા એટલે તેમની યાદગીરીમા ટોચ ઉપર મકાન છે

નદી દુર્ગ ઉપર ચડતા ખાસ વાર લાગી નહિ કારણ કે પોણા ભાગના પહાડ ઉપર મોટર ચડી શકે છે પછી એક રેસ્ટહાઉસ આવે છે, જ્યાં આગળ વાહનો અટકાવી પગે ચડવાનુ શરૂ થાય છે

ડુંગર ઉપરથી આખો મહીસૂર પ્રદેશ નજરે પડે છે તળેટીમા કેટલાક કિલ્લા દેખાતા હતા આ જગ્યાએ દક્ષિણ ભારતનો મોટો ઇતિહાસ બન્યો છે હૈદરઅલી તથા તેના પુત્ર ટીપુએ અંગ્રેજો સાથે ખેલેલાં યુદ્ધો નદીની તળેટી આગળ ખેલાયાં હતા નદીની ટોચે 'ટીપુનો ખડક' નામની જગ્યા છે, જ્યાંથી ટીપુના માણસો દુશ્મનોને નીચે ખાઈમા ધકેલી દેતા મને આ જગ્યા જોઈ કમકમાટી છૂટી

ટોચ ઉપર ગાધીજીનુ સ્મારક જોઈ અમે એક નાની દુકાનમાથી કોફી મગાવી અને ખુશનુમા પવનની લહેર ખાતા અર્ધોએક કલાક બેઠા

નદી પર્વતમા કશુ આકર્ષણ નથી—મને ના લાગ્યુ ત્યાથી ઊતરતી વખતે તડકો ચડી ગયો હતો લગભગ બારેક વાગે અમે ઉતારે આવ્યાં અને મનુભાઈ શેઠને ત્યા તૈયાર રસોઈ ઉપર બેસી ગયાં

બપોર પછી ભાઈ ઇન્દ્રવદન ઠાકોરની 'ડેક્કન હેરાલ્ડ'ની ઑફિસે ગયો ઑફિસ મહાત્મા ગાધી રોડ ઉપર આવેલી છે મહાત્મા ગાધી રોડ

ઘણો જ 'ફેશનેબલ' રસ્તો ગણાય છે અને દુકાનો, ઑફિસો, સિનેમા-ગૃહો, રેસ્ટોરાંઓ—બધું દમાદમાભરેલું છે આવા ફેશનેબલ રસ્તાને 'મહાત્મા ગાંધી રોડ' નામ આપ્યું તેને બદલે 'જવાહરલાલ નેહરુ રોડ' કે 'સરોજિની નાયડુ રોડ' વધારે શોભત

મહીસૂરની વિધાનસભાનું ત્રણ કરોડ રૂપિયાના ખર્ચે બાંધેલું મકાન જોયુ. આટલા બધા રૂપિયા ખર્ચીને આપણે દેશની ગરીબાઈને ઢાંકવાનો શું પ્રયત્ન કર્યો હશે! આપણે આપણી આવક આવા નિરર્થક દબદબા માટે જો વેડફી નાખીએ તો પછી ખાધવાળા બજેટ આપણી સામે મો ફાડીને ઊભાં જ રહેવાના, નવા કરવેરા આપણે નાખ્યા કરવાના અને વધુ અપ્રિય બનવાના.

## ૯. મહીસૂર

બેંગલોરમાં ત્રણ દિવસ ગાળી અમે [તા ૯-૫-'૫૯ ના રોજ મહીસૂર જવા નીકળ્યા દરેક ગામમાંથી બહાર નીકળી ધોરી રસ્તા ઉપર આવતાં ખાસ્સો એવો સમય નીકળી જાય છે તે પ્રમાણે બે-ત્રણ ભૂલથાપો ખાઈ આખરે અમે મહીસૂરને ધોરી રસ્તે ચડી ગયાં [વહેલી સવાર હતી અને રસ્તો ઘણો સરસ હતો એટલે બે કલાકમાં એંસી ખેંચી કાઢ્યા અમારા માટે બેંગલોરવાળા મિત્રો અમારી આગળ ગયા હતા તેઓ અમારી વ્યવસ્થા કરશે એવું અમને તેમણે કહેલું એટલે નિરાંત હતી]

આખો રસ્તો રળિયામણો હતો મહીસૂર જ્યારે મહારાજાની હકૂમત હેઠળ હતું ત્યારે રોનક ઘણી હતી એ રોનક અને જાહોજલાલી એના રસ્તાઓ તથા મકાનોમાંથી આજે ડોકિયું કરે છે

મહીસૂરની નજીક આવતાં એક રસ્તો શિવસમુદ્રમ્ તરફ ફંટાતો હતો એ રસ્તે તો જવું, પણ પહેલાં કાવેરીના ધોધ જોઈ પછી મહીસૂર જવું કે પહેલાં મહીસૂર જઈ પછી કાવેરીના ધોધ જોવા જવું—એ નક્કી કરવા સારુ અમે વેગન અટકાવ્યું અને મંત્રણાઓ શરૂ કરી આખરે એવું નક્કી થયું કે પહેલાં મહીસૂર જવું અને પછી બધી નાની-મોટી સફરો કરવી

અમે મહીસૂર નજીક આવી પહોંચ્યા એક રસ્તો કૃષ્ણરાજસાગર

તરફ ફંટાતો હતો તેને છોડી દઈ રીધાં ઊપડ્યાં. અમારા મિત્રો ઇન્દ્રભવન હોટેલમાં ઊતરવાના હતા તેનું પાટિયું દેખાયું. અમે તે રસ્તે વળ્યાં, અને આખરે ત્યાં આવી પહોંચ્યાં. હોટેલમાં અમે પેલા મિત્રોને મળ્યાં. ત્યાં જગ્યા નહોતી. એમણે બાજુમાં વ્યવસ્થા કરી હતી તે જગ્યા જોઈ, પણ અમને કોઈને તે પસંદ પડી નહિ. અમે સાંભળ્યું કે બધી હોટેલો ચિકાર હતી.

એટલામાં એક માણસ મારી પાસે આવ્યો. તેને હિંદી આવડતું હતું. તે ભોમિયાનું કામ કરતો હતો. તેનું નામ અબ્દુલ કાદર હતું. મને એ માણસ સારો લાગ્યો. એણે કહ્યું, કે "આપ સ્ટેટગેસ્ટ હાઉસમાં ચાલો. ત્યાં હમણાં જગ્યા છે અને ગેસ્ટ હાઉસનો ઉપરી સીધો માણસ છે." અમે બધાં ત્યાં ઊપડ્યાં. [ગેસ્ટ હાઉસના ઉપરીને હું મળ્યો. તે મુસલમાન હતો. તે ઘણો સંસ્કારી માણસ લાગ્યો. તેણે અમને સાંજથી જગ્યા આપવાનું વચન આપ્યું. અમે સામાન મુકાવી દીધો અને પાધરા નસીબ માટે ઈશ્વરનો પાડ માન્યો.]

અબ્દુલ કાદરને ભોમિયા તરીકે લઈ અમે મહીસૂર જોવા નીકળ્યાં. સહુથી પહેલો પ્રોગ્રામ ચામુંડી હિલનો રાખ્યો અને મોટર તે રસ્તે વળી.

મહીસૂરને હું સુંદર નગર કહું. એનામાં મને અનોખું વ્યક્તિત્વ લાગ્યું. મહારાજાનો મહેલ મારી દૃષ્ટિએ આકર્ષક લાગ્યો. એના સ્થાપત્યમાં હિંદુ તથા અરબી—બન્ને અસરો વર્તાય છે અને એને જોતાં આપણી આંખ ઠરે એવું એનું વિધાન છે. મહેલને મેં દિવસે તેમ રાત્રિએ પણ જોયો. રાત્રિના એકાંત શાંત વાતાવરણમાં મને એની અટારીઓમાં અવનવાં પાત્રો દેખાતાં હતાં અને એકાદ નવલકથાનું કલેવર આપોઆપ રચાતું હતું. રાત્રિમાં પ્રગટેલી-દીપલીલા મારી કલ્પનાને સતેજ કરતી હતી. વધુ કલ્પનાને મેં સંકેલી લીધી, કેમ કે મારે

હજી કાશ્મીરની ત્રીજી નવલ લખવાની બાકી હતી, એવુ કલ્પનાના રગમચ ઉપર વિરાજતો મહમદ ગઝની મને કહી રહ્યો હતો

ચામુડીની ટેકરી ચડતા મોટરને વાર લાગી નહિ ટેકરી ઉપર ચડતા ચડતા હૈદર અને ટીપુનાં તથા કોર્નવોલિસ અને વેનેસ્લીના લશ્કરો ... મેદાનમા ગોઠવેના જોતો હતો અને તેમના ઘોડાઓના હણહણાટ સાભળતો હતો કલ્પનાના મચ ઉપર શ્રીરગપટ્ટણ આગળની ટીપુની આખરી લડાઈ ભજવાતી ... જોતો હતો અને એના શબને ઉપાડીને અતિમ ક્રિયા સારુ બધાને લાવતા પણ જોતો હતો

ચામુડા દેવીના મદિરે અમે આવી પહોચ્યાં મારા પત્નીએ ભાવનાપૂર્વક દેવીની પૂજા કરી અને પછી મદિર જોવામા અમે બધા પડ્યાં નીચે ઊતરતી વખતે પેના વિખ્યાત નદીના દર્શન કર્યાં આવો અડાબીડ અને મનોહર પોઠિયો અગાઉ મે કદી જોયો નહોતો એક જબરદસ્ત પથ્થરમાથી બહુ જ ચિવટપૂર્વક અને કુશળતાથી કોતરી કાઢેલો આ નદી જાણે હવતો-જાગતો બેઠો હોય તેવો પ્રાણવાન લાગે છે એની છબી પાડી અમે રસ્તે પડ્યાં

ચામુડાથી પાછા ફરતી વખતે અમે 'ઝૂ' જોવા ગયા અમારે જ્યા ત્યા બપોરના બે કલાક ગાળવા હતા પ્રાણીસગ્રહાલયને નિરતિ જોવુ એ પણ એક લહાવો છે

મ્હીસૂરનુ પ્રાણીસગ્રહાલય સારુ છે તેમાં હાથીઓ તરેહ તરેહના હતા એક હાથી શેરડીના સાઠાના ટુકડા ખાતો હતો અને એની આખ મશ્કરીખોર લાગી થોડી વાર અમે એને જોઈ રહ્યાં પછી અમારા નાના ચિરજીવી રાજીવે એનો કેમેરા કાઢ્યો હાથી તે જોઈ રહ્યો નદનને પ્રાણીસૃષ્ટિનો ભારે શોખ અમારે ત્યાં એણે એક નાનુ સરખુ 'ઝૂ' ઊભુ કર્યું છે, બે માંકડાં, બાર-તેર કબૂતરો, પદર-વીસ જુદી જુદી જાતની ચકલીઓ, પોપટો, કૂતરાં, કાચબા, ઘેટાં, મરઘાં, બિલાડાં—એવું

બધું નંદન પાળે અને તેમની માવજત કરે. એને એ બધી સૃષ્ટિની સાથે સારી મહોબત અને એમની ખાસિયતોનો અભ્યાસ. નંદને અમને બધાંને ચેતવ્યાં કે જલદી આઘાં ભાગો, કેમ કે હાથી તાકી રહ્યો છે અને જોત જોતામાં અમારા ઉપર સાંઠા અફાળશે. એણે એ વાક્ય પૂરું કર્યું ન કર્યું ત્યાં તો હાથીભાઈએ ફડાફડ બે – ત્રણ સાંઠા પોતાની સૂંઢથી અમારી ઉપર અફાળ્યા. અમે દૂર નાઠાં. હાથીની એક આંખ ઝીણી થઈ હતી. એનો વિચાર અમને ખોખરા કરવાનો હતો. અમને જોઈને એ ખીલ્યો હતો. રાજીવ છબી ખેંચવાને બદલે સો કદમ દૂર ભાગ્યો.

કહે છે કે હાથી ઘણું અક્કલવાળું પ્રાણી છે. અક્કલવાળું પ્રાણી મશ્કરું પણ હોય છે.

પછી અમે 'હિપો' એટલે કે દરિયાઈ ઘોડો અને ગેંડો – એ બધાંની મુલાકાત લીધી. રીંછને પણ મળી આવ્યાં અને વાઘ તથા સિંહની મુલાકાતે પણ ઊપડયાં. પાંજરામાં પડ્યા પડ્યા પણ આ વનરાજો કેવા મગરૂર અને અણનમ લાગતા હતા !

· આ બધાં વન્ય પ્રાણીઓને આવી જીવનભરની કેદ કરવી એમાં શું પાપ નહિ હોય ?

કેટલાંય માણસો આ સૃષ્ટિ જોવા આવ્યાં હતાં. પ્રાણીઓને હેરાન ન કરવાં ને એમને દુઃખ થાય એવું વર્તન ન કરવું એવી નોટિસો ટાંગેલી હોવા છતાં કેટલાંક અણસમજુ, બિનજવાબદાર અને ક્રૂર સ્વભાવનાં માણસો પાંજરાં આગળ નખોરિયાં કરી બિચારાં સૂતેલાં જાનવરોને હેરાન કરતાં હતાં. મેં બે–ત્રણ વખત એ લોકોને સમજાવ્યા, પણ શેહની શિખામણ ઝાંપા સુધી. આઘે જઈ બીજા પાંજરા આગળ એવાં જ નખોરિયાં અને અટકચાળાં કરે. કેટલાકો શાહમૃગોને હેરાન કરે, કેટલાકો વાઘ અને રીંછનાં પાંજરાંમાં કાંકરા ફેંકે, કેટલાકો વાંદરાઓને હેરાન કરે, અને એક ક્રૂર સ્વભાવનો માણસ તો પોતાની સોટી બિચારા મોરનાં

પેટમાં ખોસતો મેં જોયો. મેં એના તરફ તાકીને જોયું અને મને ખિજાયેલો જોઈ એણે આડું જોઈ ચાલવા માંડ્યું. એક ઘાતકી યુવાનને મેં શિયાળને નાના નાના પથ્થરો મારતો જોયો. મેં એની પાછળ જઈ એનું બાવડું પકડ્યું. એ હસતો હસતો ઊભો રહ્યો. મેં એને શિખામણના બે શબ્દો કહ્યા એની એના ઉપર કશી અસર થઈ લાગી નહિ. પાંજરામાં પુરાયેલાં બિચારાં નિર્દોષ પ્રાણીને હેરાન કરનારી આ દુષ્ટ મનુષ્યજાત જેવી ઘાતકી કોઈ બીજી જાત જ નથી, એવા ક્રોધ અને આવેશવાળા નિશ્ચય સાથે હું ફરવા લાગ્યો. પરંતુ ત્યાં મને તુરત લંડન, બર્લિન વગેરેનાં ઝૂ યાદ આવ્યાં. એ મુલકના લોકો કેટલા બધા પ્રેમ અને માયાથી આ મૂંગી સૃષ્ટિ પ્રત્યે વર્તતા હોય છે એ મને યાદ આવ્યું. ત્યારે મને ખાતરી થઈ કે ભારતમાં સાચો પશુપ્રેમ નથી. પંખીઓને પાંજરામાં પૂરવાનો આપણા દેશમાં જે શોખ છે, તેને હું ઘાતકીમાં ઘાતકી શોખ ગણું છું.

[અમે ઉતારે આવ્યા તે અગાઉ નાળિયેરનાં પાણી પી લીધાં. નાળિયેર સરસ હતાં.

ઉતારે આવ્યા ત્યારે બે ઓરડાઓ અમારે સારુ તૈયાર હતા. ગેસ્ટ-હાઉસમાં ખાવા–પીવાની સગવડ નહોતી. અમે પણ ચૂલો પેટાવવાની તરફેણ ના કરી. ગેસ્ટહાઉસમાં ચા–પાણી કરી રાતે અમે બધાં ઇન્દ્રભુવન હોટેલમાં જમવા ઊપડ્યાં અને અમારા મિત્રો સાથે જમી-પરવારી રાતની રોશની જોવા રાજમહેલ તરફ રવાના થયાં. રાતની રોશની આંખ ઠારે તેવી હતી અને મહેલ જાણે એરેબિયન નાઇટ્સની જાદુગરી સૃષ્ટિવાળો લાગતો હતો. મહેલના વિસ્તારમાં ગાયત્રી દેવીનું મંદિર હતું અને બહાર હનુમાનજીનું મંદિર હતું. ગાયત્રી દેવીનું મંદિર રમ્ય હતું અને અમે બધાં ત્યાં થોડી વાર સુધી બેસી પછી પાછાં ફર્યાં.]

## ૧૦. શિવસમુદ્રમ્ અને સોમનાથપુર

શિવસમુદ્રમ્ નામ મે મારા પત્નીના મોએ સાભળેલુ એ નામ ઉપર હુ મુગ્ધ હતો. મહીસૂરથી શ્રવણબેલગોલા એટલે કે ગોમતેશ્વરની મૂર્તિ જોવા જવુ કે શિવસમુદ્રમ્ જવુ – એ બે વચ્ચે અમે શિવસમુદ્રમ્ જવાનું છેવટે નક્કી કર્યું લગભગ ચાલીસ માઈલ જવાનુ હતુ અને તેટલું જ પાછા આવવાનુ હતુ. રસ્તામા સોમનાથપુરનુ મદિર પણ જોવાનુ હતું. અમારા ભોમિયાને લઈને અમે વહેલી સવારે નીકળ્યા

રસ્તો પદરેક માઈલ સુધી સારો હતો બાકીનો રસ્તો સારો નહોતો ભોમિયાએ કહેલુ કે છેક સુધી સારો છે ભોમિયાની એ ભૂલ હતી, પછી અભિપ્રાયમા ફરક હતો

શિવસમુદ્રમ્ એ કાવેરીના ધોધની જગ્યા છે ત્યા મોટુ વીજળી ઉત્પાદન થાય છે કાવેરીના બે ફાંટાની વચ્ચે નાના ટાપુમા ગામ છે. શિવસમુદ્રમ્ એટલે શિવનો સાગર પ્રાચીન શિવભક્તિનુ સૂચક નામ એની એકાત રમણીયતાને કારણે ગોગ્ય લાગતુ હતુ કાવેરીના ધોધ અનાદિ શિવનુ રટણ કરતા પડતા હતા આસપાસનુ જગલ ધોધને જાણે વીટી વળતુ હતુ અને કદરાઓ નિદ્રાધીન લાગતી હતી

શિવસમુદ્રમ્‌ની આસપાસનુ જગલ શિકાર માટે બધ હોવાથી વન્ય પશુ–પંખીઓને આવશ્યક એવી નિર્ભયતા અને શાતિ મનુષ્યજાતિ તરફથી મળી હતી

કાવેરીના બે ફાંટામાંથી પશ્ચિમના એક ફાંટાને વીજળીના ઉત્પાદનમાં લઈ લીધો છે. એ ફાંટાને ગગનચક્કી કહે છે. એક ગગનચક્કીનો ધોધ અને બીજો વરાહચક્કીનો ધોધ–એમ બે ધોધમાંથી કાવેરીના બે ફાંટા થાય છે. વરાહચક્કીનો ધોધ મોટો છે અને પાણીનો જથ્થો તેમાં વિશેષ છે.

શિવસમુદ્રમની આસપાસ જૂનાં મંદિરો છે અને પ્રાચીન અવશેષો ઘણી જાતના મળી આવે છે. એની નજીકમાં નંજનગઢ ગામ છે, જ્યાંનાં કેળાં આખા દક્ષિણમાં મશહૂર છે.

કાવેરીના ધોધ ધરાઈને જોયા પછી અમે ડાક બંગલામાં આવ્યાં. ત્યાંથી ચા-પાણી પી પછી નીચે છસો ફૂટ લઈ જતી ટ્રોલીમાં બેઠાં, કેમ કે અમારે વીજળી મથક અંદરથી જોવું હતું. ખરખર કરતી ટ્રોલી સરેરાટ નીચે ઊતરી ગઈ અને અમે પાવરહાઉસનાં મોટાં ટરબાઈનો વગેરે જોવામાં પડ્યાં. મારી નજર કાવેરી ઉપર હતી. બિચારી નદીને ક્રૂર વિજ્ઞાને કેવી નિસ્તેજ કરી નાખી હતી! એના છલકાતા યૌવનને સૂકવી નાખ્યું હતું. વિજ્ઞાનના વધતા ધસારાને પરિણામે નિતાંત સુંદર ભરપૂર સરિતાઓ શુષ્ક રેલાઓ બની જશે. ભાખરા આગળ આપણે સતલજના સૌંદર્યનો વિનાશ કર્યો છે. વેદકાળના ઋષિઓની એ પ્રિય શતદ્રૂ આજે વિજ્ઞાનના મારા હેઠળ કંગાળ બની ગઈ છે.

કાવેરી એ ખરેખર આંખ ઠારે એવી નદી છે. મેં એને મદુરાથી મહીસર સુધીમાં જ્યાં જ્યાં જોઈ ત્યાં ત્યાં મને એની રમ્યતાએ આંજી દીધો છે.

શિવસમુદ્રમની સફર પતાવીને અમે સોમનાથપુર તરફ જવા નીકળ્યા. રસ્તો સારો નહોતો અને અમારા રથરાજને અમારે ધીરો હાંકવો પડતો હતો. લગભગ બારેક વાગ્યે અમે સોમનાથપુરની નજીક આવી પહોંચ્યાં.

સોમનાથપુરના વખાણ તો મે આપણા જાણીતા ઇતિહાસકાર સ્વ રત્નમણિરાવના મોએ સાભળ્યા હતા એમના કહેવા પ્રમાણે ભારતના સુદરમા સુદર પ્રાચીન મદિરોમા સોમનાથપુરના મદિરને સ્થાન મળી શકે સોમનાથપુર જોવા સારુ હું ઇંતેજાર હતો

નાના સરખા ગામ આગળ દૂરથી તે દેખાયુ ચારે તરફ બધું ઉજ્જડ હતુ અમે મદિરના કોટ આગળ આવી પહોંચ્યાં તડકો ધીખતો હતો

સોમનાથપુરના મદિરનુ વિધાન 'હોયસળ પદ્ધતિ' નુ છે હોયસળ રાજ્વશ બારમા–તેરમા સૈકામાં મહીસૂરમાં થયો બેલૂર હેલેબિડ વગેરે મદિરોની કારીગરી પણ 'હોયસળ' રીતની છે આ પદ્ધતિને સ્થાપત્ય વિશારદો ઉત્તમ કહે છે ફરગ્યુસન વગેરે પુરાતત્ત્વવિદોએ આ બધાં મદિરોની પ્રશસા મુક્ત કઠે કરી છે

સોમનાથપુરનુ મદિર બેલૂર વગેરે મદિરો કરતા કદમા નાનુ છે, પરતુ સુદરતાની દૃષ્ટિએ ઉત્તમ છે રાજા નરસિહ ત્રીજાના અમાત્ય સોમનાથે સને ૧૨૬૮માં આ મદિર બંધાવ્યુ હતુ અને તેમા કેશવની સુદર મૂર્તિની પ્રતિષ્ઠા કરી હતી પાછળની સદીઓમા કેટલાક ધર્મઝનૂની મુસલમાન રાજાઓએ બધી મૂર્તિઓનો નાશ કર્યો, તેમ કેશવની મૂર્તિનો પણ નાશ થયો પણ સારા નસીબે આખુ મદિર અખિણ્ડ ઊભુ છે અને ફરતી દીવાલો ઉપર અનેકવિધ મનોહર મૂર્તિઓ આજેય હસ્તી ધરાવે છે મૂર્તિઓનુ વિધાન કલાની ઉચ્ચ ભૂમિકાનુ આપણને દર્શન કરાવે છે

મદિરને ત્રણ શિખરો છે એની બાધણી બેઠા ઘાટની છે ચોતરો પણ નાજુક અને બેઠા ઘાટનો છે આખુ વિધાન નાજુકાઈની સીમારૂપ છે

મદિરની અદર ગર્ભદ્વારનુ વિધાન ઘાટીનુ અને આકર્ષક છે. છત ઉપરની સ્થાપત્યકલા એની પરાકાષ્ઠાએ મૂર્ત થાય છે અવનવી

આકૃતિઓ આપણી કલ્પનાને ઊડતી કરે છે અને સૌંદર્યના ઘૂંટડા ભરાવે છે.

મંદિરની બહાર આવી હું ચોકમાં બેઠો. સાત સો વર્ષ હું વીસરી ગયો. મંદિરનાં પગથિયાં ઉપર હું અમાત્ય સોમનાથને ફૂલદાન અને ઝારી સાથે જોતો હતો. એણે પીતાંબર વીંટ્યું હતું અને માથે મોટો ચોટલો બાંધ્યો હતો. કેડે સોનાનો કંદોરો, ગળામાં સોનાની કંઠી અને હાથે રત્નજડિત બાજુબંધોથી શોભતો પ્રૌઢ અમાત્ય ભાવનિમગ્ન દેખાતો હતો. ભગવાન કેશવની મૂર્તિ તરફ નાસાગ્ર દૃષ્ટિ રાખી એ ઊભો હતો. એને જોઈને મંદિરની દીવાલો ઉપરની અપ્સરાઓ થનથન નાચવા લાગી અને ભગવાન વેણુગોપાળની વેણુમાંથી મધુર સ્વરો નીકળવા લાગ્યા. ચોપદારો અને અંગરક્ષકો એની આસપાસ ઊભા હતા અને અમાત્યના અંદર જવાની રાહ જોતા હતા. અમાત્ય સ્થિર ઊભો હતો. એટલામાં મંદિરની પ્રદક્ષિણા કરી એક જાજરમાન સ્ત્રી અમાત્યની પાસે આવતી દેખાઈ. તેણે લાલ સાડી ધારણ કરી હતી. એની સેંથીમાં કંકુ હતું. ગળામાં રત્નનો હાર હતો. હાથે કંકણ હતાં. પગે ઝાંઝર હતાં. નાકે નથની અને કાને કુંડળ હતાં. બાજુબંધ પણ નવરત્નજડિત હતા. સ્વરૂપનો સાગર જાણે ઊછળતો હતો. ત્યાં તો વીણાનો નાદ અને મૃદંગના બોલ મારે કાને પડ્યા અને નર્તકીઓના મંજુલ રવ કેશવની લીલાને મૂર્ત કરવા લાગ્યા.

આ બધું હું કલ્પનાની આંખે હું જોતો હતો ત્યાં મારાં પત્નીએ મારે ખભે હાથ મૂક્યો અને મને કહ્યું, કે હવે જવું જોઈએ. અને પેલી સૃષ્ટિ અલોપ થઈ.

સોમનાથપુર અદૃષ્ટ થયું અને અમારો રથરાજ મહીસૂરને રસ્તે ધસવા માંડ્યો. થોડી વારમાં દૂર દૂર ચામુંડીની ટેકરી દેખાઈ અને મહીસૂરના રાજમાર્ગ ઉપર અમે આવી ગયાં.

ઉતારે આવીને અમે આ બનાવો. થાક લાગ્યો હતો. સાંજે અમારે

કૃષ્ણરાજસાગરની સફરે જવું હતું. કપડાંની ખેપ વધી ગઈ હતી અને ધોબી બારણે બેઠો હતો. એને કપડાં આપી અને ચા પી અમે બધાં વાર્તા-વિનોદ કરતાં આડાં પડ્યાં. રાજીવ તો અહીં એની શાળા તરફથી બે સાલ અગાઉ આવી ગયો હતો એટલે 'ઑથોરિટી'ની ઢબે બધું કહેતો હતો. નંદનને દક્ષિણ ખાસ ગમતું નહોતું. એને તથા અમને બધાને હિમાલય યાદ આવતો હતો. ઉનાળામાં અમે ખોટે રસ્તે ચડી ગયાં હતાં એવું સર્વાનુમતે સ્વીકારી ઊંઘી ગયાં.

## ૧૧. કૃષ્ણરાજસાગર અને શ્રીરંગપટ્ટણ

**અ**મારો કાર્યક્રમ પહેલાં શ્રીરંગપટ્ટણ જઈ પછી કૃષ્ણરાજસાગર અને વૃંદાવન ગાર્ડન્સ જવાનો હતો. સાંજ પહેલાં શ્રીરંગપટ્ટણ જોવાનું રાખ્યું હતું. શ્રીરંગપટ્ટણ પહોંચતાં અમને અર્ધો કલાક થયો.

શ્રીરંગપટ્ટણને શ્રીરંગનાથ ભગવાનનું નગર કહે છે. કાવેરી નદી બનેલા એક બેટ ઉપર તે ઊભું છે. આ નગરમાં હૈદરઅલી અને ટી સુલતાનના ઉદય અને અસ્તનો ઇતિહાસ ભર્યો છે.

સૌથી પહેલાં અમે રંગનાથજીનું મંદિર જોવા ગયાં. આ મંદિ લગભગ સાત સો વરસ જૂનું છે. ભગવાન વિષ્ણુની સૂતેલી મૂર્તિ ઘણ મનોહર છે અને દક્ષિણની મોટામાં મોટી મૂર્તિઓમાંની એક છે આનાથી મોટા કદની મૂર્તિ અમે ત્રિવેન્દ્રમના પદ્મનાભ મંદિરમાં જોઈ ભગવાનનાં દર્શન કરી અમે ટીપુનો 'દરિયા દૌલત' મહેલ જોવા ઊપડ્યાં રસ્તામાં ટીપુના સમયના અવશેષો જોયા. એ પોતે ઘવાઈને ક્યાં પડ્યો અને મૃત્યુ પામ્યો એ જગ્યા અમારા ભોમિયાએ બતાવી. ભોમિયાને હમેશ બધી જ ખબર હોય છે! એ જગ્યાને બદલે એણે બીજી જગ્યા બતાવી હોત તો પણ અમારે એની જાણકારી બદલ શંકા ધરાવવાનું હતી નહિ.

ટીપુનો પિતા હૈદરઅલી મહીસૂરના રાજાના લશ્કરમાં એક સાધારણ સિપાહી હતો. અઢારમી સદીમાં મરાઠા સત્તાએ મહીસૂરનો ઘાણ વાળ્યો

અને એને પાયમાલ કરી નાખ્યું. તે વખતે સને ૧૭૫૯માં હૈદરઅલી, જે ફક્ત એક સાધારણ સિપાહી હતો, તેણે કિલ્લાનું આબાદ રક્ષણ કર્યું ને મરાઠાઓને હાંકી કાઢ્યા. ત્યારથી હૈદરની ચડતી કળા થઈ. એનાં માન – આબરૂ વધ્યાં. મહીસૂર રાજ્યમાં એણે વધારો કર્યો અને વિધિની યારીથી એ પોતે સર્વસત્તાધારી બની બેઠો.

એના પુત્ર 'ટીપુના ભાગ્યમાં રાજગાદી જન્મથી લખાઈ આવી. શ્રીરંગપટ્ટણ એની રાજધાની હતી. બ્રિટિશ સત્તાનો સૂરજ ચડતો હતો. ટીપુએ બ્રિટિશ સત્તાને નાબૂદ કરવા આકાશ-પાતાળ એકઠાં કરવા માંડ્યાં. નેપોલિયન બોનાપાર્ટે બ્રિટિશ સત્તાને નાબૂદ કરવા ઇજિપ્તમાં કમર કસી હતી. ટીપુએ નેપોલિયનની સાથે ગુપ્ત મંત્રણાઓ ચલાવેલી અને બંને વચ્ચે ગુપ્તચરો આવતા તથા જતા, પણ ટીપુનો તથા નેપોલિયનનો સૂરજ નમતો હતો. નેપોલિયને નાઇલના યુદ્ધમાં હાર ખાધી. બ્રિટિશ સત્તા મજબૂત બની. એ સત્તાએ ટીપુને પરચો બતાવ્યો. ટીપુનો દિવસ વાંકો હતો. એના પાસા અવળા પડ્યા. એ હાર્યો, માર્યો ગયો. એના વંશનો અસ્ત થયો. એનો તાજ બ્રિટિશની પાસે આવ્યો. નસીબની દેવીના રંગ – ઢંગને કોણ પામી શક્યું છે ?

અમે 'દરિયા દોલત'માં આવી પહોંચ્યાં. એ નામનો અર્થ 'સંપત્તિની સરિતા' એવો થાય છે. નદી ઉપર મહેલ આવેલો છે. એની આસપાસ મોટો બગીચો છે. ટીપુએ પોતાના ગ્રીષ્મ ઋતુના નિવાસ માટે સને ૧૭૮૪માં આ મહેલ બાંધ્યો હતો. મહેલ લાકડાનો છે. એની દીવાલો, થાંભલા, કમાનો, છતો – બધા ઉપર સોનેરી તથા રૂપેરી ભાત અને રંગબેરંગી ચિત્રો છે. હૈદર તથા ટીપુના સંગ્રામોનાં ચિત્રો બહારની દીવાલો ઉપર ચીતરવામાં આવ્યાં છે. એ ઉપરાંત, હૈદર તથા ટીપુની સવારીઓ અને બીજા વિજયપ્રસંગોનાં ચિત્રો પણ નજરે પડે છે.

સાંજ પડી ચૂકી હતી અને બધાંનું મન કૃષ્ણરાજસાગર અને

વૃંદાવન ગાર્ડન્સમાં હતું ટીપુ સુલતાનને એક કોરે મૂકી અમે યાત્રારથને કૃષ્ણરાજસાગર તરફ હંકાર્યો બગભર સાડા ૭ વાગ્યાને સુમારે અમે ત્યા આવી પહોંચ્યા આજે રવિવાર હતો એને ભારે રોશની થવાની હતી અને માનવમેદની પણ ઊભરાવા લાગી હતી

કૃષ્ણરાજસાગરનો બધ કૃષ્ણા નદીના તળિયાથી ૧૩૦ ફુટ ઊંચો છે અને લગભગ પોણા બે માઈલ લાંબો છે આ બધ દક્ષિણ ભારતના મોટા બધમાંનો એક છે કાવેરીનુ પાણી એણે રોકયુ છે અને પરિણામે એક મોટો જળવિસ્તાર સરોવરના રૂપે ફેલાયો છે તેનો ફેલાવો ૫૦ ચોરસ માઈલ છે

બંધ ઉપરથી અમે અમારી મોટર આસ્તે આસ્તે હાંકી અને જળવિસ્તારને જોતા જોતા સામી પાર આવી પહોંચ્યા

કૃષ્ણરાજ બધનો મૂળ વિચાર ટીપુ સુલતાનને આવેલો એના વિચારને અમલમા મૂકવાનુ કામ એના અસ્ત પછી એક સૈકા બાદ શરૂ થયુ

બંધ ઉપરનુ પ્રવેશદ્વાર – મોટો દરવાજો – વટાવી સડક ઉપર વાહન ચલાવતા સામે પાર જાઓ એટલે રસ્તો ફટાઈ જાય અને ધીમા ઉતરાણમાં વૃંદાવન બગીચામાં આવી પહોંચો બગીચો ઘણો રોનકદાર છે અને ચાર–પાચ મોટા જળાશયોમા નાના–મોટા અસંખ્ય ફુવારા ઊડે છે તમામ કામ લાલ પથ્થરનુ છે અને રચના મુગલ બગીચાઓ જેવી છે મોટરનો રસ્તો બધની અને બગીચાની બાજુમા અર્ધ ચદ્રાકારે છે અને બગીચાને એક છેડે ઊંચાણમા વૃંદાવન ગાર્ડન્સ હોટેલ છે, જ્યા બેઠે બેઠે વૃંદાવનની રોશની આપણે જોયા કરીએ આખો બગીચો કાશ્મીરના નિશાત અને શાલિમાર બગીચાઓની ઢબે પગથિયાં અને અગાસીઓના રૂપમા વિસ્તરેલો છે પ્રવેશદ્વાર આગળ કૃષ્ણા નદીની પ્રતિમા છે અને તેમાંથી અખડ જળધારા વહે છે મૂર્તિ ઘણી ઊંચી છે અને બંધની

દીવાલને અડકીને પ્રતિમાગૃહ બાંધ્યું છે. પ્રતિમાના હાથમાં ઘડો છે અને ઘડામાં કૃષ્ણાના પાણીની સેર વાળી છે એટલે જળપાત અખંડ થયા કરે છે.

સાંજના સાત વાગી ચૂકયા હતા અને રંગોની લહેરો ફુવારાઓમાં ઊડતી હતી. ઘડી વાદળી, ઘડી જાંબુડિયો, ઘડી પીળો, ઘડી નારંગી, ઘડી ગુલાબી, ઘડી લીલો, ઘડી પીળો, ઘડી લાલ, ઘડી આસમાની, ઘડી કીરમજી, ઘડી પીરોજી – મનુષ્યના પલટાતા વૃત્તિરંગો-જેવા એ રંગો જળબિંદુઓમાં ખેલતા હતા. એક જ ફુવારામાં અનેક રંગોની મિલાવટથી આખો વિસ્તાર જાણે રંગોનો પ્રવાહી બગીચો ના હોય તેવો ભાસ થતો હતો.

નોકરો ખુશખુશાલ હતા. અમારા ત્રણ પુત્રોને લઈને એ લોકો બગીચાની સહેલ કરવા નીકળી પડ્યા. શોફર તથા ભટને તો સિનેમાનો ભારે શોખ. એમને યાદ આવ્યું, કે આ બધું એમણે સિનેમામાં જોયું હતું. 'ઝનક ઝનક પાયલ બાજે' એવું તેવું એ બંને બોલવા મચી પડ્યા. એ લોકોને કદાચ એમ પણ થતું હશે, કે જે જગ્યાએ નટ–નટીઓ ખેલેલાં તે જગ્યાએ પોતે ચાલ્યા એટલે સુખની અંતિમ ઘડી આવી પહોંચી.

થોડી વારમાં એ બધા ફરીને આવ્યા અને અમે વૃંદાવન ગાર્ડન્સની હોટેલની અગાસીમાં કૉફી તથા સૅંડવિચ દબાવવા બેઠાં. બેઠે બેઠે વૃંદાવનની જળલીલા જોવાની લહેર આવતી હતી.

હોટેલની જગ્યા ઘણી સારી હતી. ત્યાં અમને આખા ભારતની સકળ માનવસૃષ્ટિનાં દર્શન થયાં. પંજાબીઓ હતા, બંગાળીઓ હતા, ગુજરાતીઓ હતા, મારવાડીઓ હતા, મહારાષ્ટ્રીઓ હતા અને દક્ષિણવાસીઓ પણ હતા. બધી ભાષાઓ વૃંદાવનમાં ભેગી થતી. આને હું વૃંદાવનની લીલા કહું છું.

રાતે લગભગ દસેક વાગ્યે અમે વૃંદાવનની લીલા મહાણી અમારા

ઉતારે આવવા રથે ચડ્યા બધા ખૂબ જ આનંદમાં હતા નોકર બાઈ મારાં પત્નીને પૂછતી હતી, કે કેમ બહેન, હવે કાલે ગોકુળ જવાનું ? એને મન આ ગજનું વૃંદાવન હતું અમે હવે મંદિરો વગેરે બાકીની જગ્યાઓ કાન ઉપર છોડી હતી શોફર અને ભગ 'ઝનક ઝનક પાયલ બાજે'મય હતા

રાતે સાડા દસે અમે ગેસ્ટહાઉસમાં આવ્યાં ધોબીનાં કપડાં આવી ગયાં હતાં ભોમિયાને બક્ષિસ અને પ્રમાણપત્ર આપી અમે છૂટો કર્યો

નોકરબાઈની ગુહલાલસા દરરોજ સવાર-સાંજ જાગી ઊઠે તેમ જાગી ઊઠી એણે નાના નોકરને સપાટામાં લીધો એ કોઈ ગીત ગાતો હતો તેમાં 'નવજવાન ડોસી' કે એવા કોઈ શબ્દો આવતા હતા બાઈને લડવા જોઈતું હતું લડ્યા વગર એ કદી સૂએ નહિ એની ઉંમર કેટલી છે તેની એને પોતાને કે કોઈને કશી ખબર નથી છોકરાઓ એને 'ડોસી' કહે એટલે એણે માની લીધું કે નોકર છોકરો પોતાને ચીડવી રહ્યો છે યુદ્ધને મારાં પત્નીએ ટાઢું પાડ્યું ત્યારે રાતના અગિયાર વાગ્યા હતા અને બાઈ શાંત પડ્યાં પછી અમે હાશ કરી બગાસાં ખેંચવા માંડ્યાં ગેસ્ટહાઉસની ઓસરીમાં બિસ્તરા છોડીને અમે સૂવાનું રાખ્યું હતું, કેમ કે હવા ખુશનુમા હતી અને પવન મંદ મંદ વાતો હતો આવતી કાલે વહેલા ઊઠી અમે ઊપડી જવાના હતાં

## ૧૨. ઉટાકામંડ

સવારે મહીસૂર છોડ્યું અને ઊટીનો રસ્તો લીધો. ઊટી હું આ પહેલી જ વાર જતો હતો એટલે મને નીલગિરિ જોવાની થોડી અધીરાઈ હતી. મારાં પત્ની ત્યાં બે-ત્રણ વાર ગયાં હતાં, પણ તેમને કદી ઊટી ગમ્યું નહોતું. હું એ જાણતો હતો એટલે મારા ઉત્સાહમાં તેમને સામેલ કરી શકાય તેવું હતું નહિ. એમના કહેવા પ્રમાણે મને ઊટી ગમવાનું નહોતું.

ઊટીમાં અમારો મુકામ અમે ત્રણ દિવસનો કર્યો હતો. ઊટીથી બાર માઈલ દૂર શ્રી હંસદેવજી મહારાજના હંસવિહારમાં ઊતરવાનું અમે નક્કી કર્યું હતું.

દોઢેક કલાકમાં અમે ગુંડલુપેટથી બાંદીપુર આવી પહોંચ્યાં. બાંદીપુરથી વન્ય પશુ માટે સુરક્ષિત એવું મોટું જંગલ શરૂ થતું હતું. એ જંગલમાંથી અમારો રસ્તો પસાર થતો હતો. બાંદીપુરથી ગુડાલુર સુધીના વીસ માઈલના ગીચ જંગલમાં હાથી, વાઘ, ચિત્તા, રીંછ ઇત્યાદિ ભયંકર જાનવરોને સરકારે અભય-વચન આપ્યું હોવાથી તેમના શિકારની મના હતી. માણસ જ્યારે પશુને અભય આપે છે ત્યારે તે પશુની નજરમાં કેટલો બધો મહાન બનતો હશે!

સવારનો વખત હતો અને વનશ્રી હિંડોળા ખાતી હતી. કેટલાંક હરણો અને સાબરો અમે જોયાં. જંગલી મરઘાં પણ જોયાં. પરંતુ

વનરાજ કે ગજરાજ કોઈ નજરે પડ્યા નહિ. જંગલની ભયાનકતા જોયા પછી અમને થયું કે અમારો રથરાજ જો અહીં ગાડો બની અટકે, તો અમને આ સૃષ્ટિસૌંદર્યમાં જરાપણ રસ પડે નહિ. આનંદમાંથી ભયની મુસાફરી કેટલી બધી ઝડપથી થાય છે તે મેં જોઈ લીધું. અને એમ પણ સમજાયું, કે મનુષ્યની એક લાગણીમાંથી બીજી લાગણીને સર્જાતાં વાર લાગતી નથી. લાગણી એ કુદરતી વસ્તુ છે. લાગણી ઉપરનો કાબૂ તે પ્રયત્નની વસ્તુ છે. જેટલો જેટલો કાબૂ, તેટલી તેટલી વડાઈ, તેટલું તેટલું પ્રભુત્વ.

મહીસુર અને ઊટી વચ્ચેના આ લીલાછમ જંગલને આખરે અમે વટાવ્યું અને ગુડાલુર ગામે આવી પહોંચ્યાં. ગુડાલુર એ ઊટીના પહાડની તળેટીનું ગામ. ત્યાંથી સીધું ચડાણ શરૂ થતું હતું.

ગુડાલુર ગામ ટોડા નામની આદિવાસી જાતિનું છે. ત્યાં અમે ટોડા લોકો જોયાં. એમનાં ઝૂંપડાં ગોળાકારમાં હોય છે અને એમાં દાખલ થવા સારુ નીચા નમી ઘૂંટણીએ પડવું પડે, કારણ કે એનાં પ્રવેશદ્વાર મોટાં બાકોરાં જ હોય છે.

ગુડાલુરમાં અમે પા કલાક થોભવાનો વિચાર કર્યો. પાસે એક ગામડી ચા-ઘર હતું ત્યાંની ચા અજમાવવાનો વિચાર થયો ચા આવી, નાણાં આપ્યાં, મોંએ અડકાડી, ફેંકી દીધી.

નીલગિરિ પર્વત, જેમાં ઊટી આવેલું છે, તે ખરેખર ઘણો નીલ છે. એના જેવો લીલોછમ પહાડ બીજે ભાગ્યે જ જોવા મળશે. ત્યાં ચા અને કોફી થાય છે. ગુડાલુરથી ઊટી સુધીના ડુંગરો 'કુંડા પહાડો' તરીકે ઓળખાય છે. નીલગિરિના પહાડો દક્ષિણ પ્રદેશને ત્રણ વિભાગમાં વહેંચી નાખે છે: (૧) ઉત્તરે મહીસૂરનો પ્રદેશ, (૨) દક્ષિણે કોઇમ્બતુર અને મદ્રાસ રાજ્ય અને (૩) પશ્ચિમે મલબાર એટલે કે કેરલ પ્રદેશ. નીલગિરિનું ઊંચામાં ઊંચું શિખર દોડા બેટા ૮૬૪૦ ફૂટ ઊંચું છે.

આ આખો પ્રદેશ મૂળ ટોડા જાતિનો આ જાતિ દેખાવે રૂપાળી હોય છે પુરુષો ઊંચા હોય છે નીનગિરિની અસલ રાજ કરતી કોમ એટલે ટોડા કેટલાક પુરાતત્ત્વવિદોના મત પ્રમાણે આ લોકો મૂળ સિથિયન જાતિના તેમના ધર્મ તથા રીત-રિવાજ જુદા પડી આવે છે.

'મડ' એટલે ટોડાની ભાષામાં ગામ દોઢ સો વરસ પહેલાં જહોન સલિવન નામનો એક અંગ્રેજ અમલદાર ત્યાં સહુ પહેલો આવ્યો અને ટોડાઓનુ ગામ જોઈ નવાઈ પામ્યો ટોડાઓ પોતાના ઘરોની પાસે મોટા મોટા પથ્થરો ગોઠવી રાખતા ટોડાઓનો રાજા સલિવન ઉપર ખુશ થયો તેણે પોતાની ભાષામા અંગ્રેજને કહ્યું 'જેયોકા આ મડુ' એટલે કે આ પથ્થરનુ ગામ જા તને આપુ છુ' ટોડા ભાષામા 'જેયોકા' શબ્દનો અર્થ પથ્થરનુ ગામ થાય છે તામિલ ભાષામા તેને માટે 'ઓગકલ' શબ્દ છે સલિવને તેથી તેનુ નામ 'ઓટાકલ મડુ' પાડ્યુ બોલાતે બોલાતે પછી એનુ 'ઉટાકામડ' થયું.

ગુડાલુરથી અમે ઊગીનુ ચઢાણ શરૂ કર્યું અને અનેક વળાંકો વટાવી આખર અમે ટોચે આવ્યા ઊટી અને ગુડાલુર વચ્ચે પૂરા ૩૦ માઈલનુ અંતર છે અમારે ઊટી નહિ પણ પાયકારા જવાનુ હતું, કારણ કે હંસદેવજી મહારાજનો આશ્રમ ત્યા હતો પાયકારા પહેલું આવતુ હતુ અને ત્યાંથી ઊટી બીજા બાર માઈલે હતુ

પાયકારામા આવેલો હંસનિવાસ બતાવવા એક પોલીસ કોન્સ્ટેબલ અમારી સાથે થયો થોડી વારે હંસનિવાસ અમારી નજરે પડ્યો પાયગરાનો બંધ વટાવી અમે આશ્રમને રસ્તે મોટર ઉતારી મૂકી અને પેલો સિપાહી પણ ત્યા ઊતરી ગયો

આશ્રમની જગા ઘણી ગમે તેવી હતી પહાડોની ગોદમા અને પાયકારા નદીની પાસે આશ્રમ આવેલો છે ચોતરફ લીલીછમ ડુંગરાળ ભૂમિ છે એ એનું આકર્ષણ છે

શ્રી હંસદેવજી મહારાજ બહાર બેઠા હતા. મેં તેમને અગાઉથી પત્ર લખ્યો હતો. એમની શાંત, સ્વસ્થ અને પ્રસન્ન મુખમુદ્રા જોઈ અમને બધાંને આનંદ થયો. એમની વાણીની સહજ સરળતા, કોમળતા અને મીઠાશમાં સહુનો થાક ઉતારી નાખવાની શક્તિ હતી. અમારો થાક ઊતરી ગયો. મહારાજે અમારા મુકામની બધી ગોઠવણ કરાવી હતી. અમે ધામા નાખ્યા.

આશ્રમનો વિસ્તાર મોટો છે. કેટલાય એકર જમીનમાં શાક-ભાજી તથા અનાજ પાકે છે. હંસદેવજીના ભક્તો એની દેખરેખ રાખે છે. આશ્રમમાં ઘણાં માણસો દેખાતાં હતાં, જેમાંનાં કેટલાકને અમે ઓળખતાં હતાં. એમના ચેલા ધર્મદેવને આશ્રમની વ્યવસ્થા સોંપાઈ હતી. ધર્મદેવે અમારી સંભાળ માથે લઈ લીધી.

જમી પરવારી અમે ઊટી જોવા નીકળી પડ્યાં. પાયકારાથી ઊટીના બાર માઈલ કાપતાં લગભગ પોણો કલાક થાય છે. હરિયાળા રસ્તામાં આંખ જરૂર ઠરતી હતી, પણ મન ખાસ ઠરતું નહોતું. મન હિમાલયમાં હતું. સૌંદર્યના પાનમાં એક જ તત્ત્વ ભાગ ભજવતું નથી, અનેક તત્ત્વો ઉપકારક બને છે.

ઊટી આવી પહોંચ્યાં. બજાર, રેઈસકોર્સ તથા હવા ખાવા આવેલા સહેલાણીઓ – બધું જ નજરે પડ્યું. ચારે તરફ અમે મોટરમાં સહેલગાહ કરી લીધી અને બૉટનિકલ ગાર્ડન તથા ગવર્નરનો બંગલો જોયાં. બે કલાક સુધી ધૂમાધૂમ કરી પાછા આશ્રમે આવી પહોંચ્યાં ત્યારે સૂરજ ક્યારનો નમી ગયો હતો અને મહારાજની આસપાસ પ્રેમીજનો વીંટળાઈ વળ્યા હતા. અમે પણ એમાં ભળી ગયાં અને હંસદેવજીની કોમળ અને જ્ઞાનસભર વાણી સાંભળવામાં લીન બન્યાં. એમણે મને પૂછ્યું, કે 'ઊટી ગમ્યું ?' મેં કહ્યું, કે 'ફક્ત મહારાજને જ કારણે, બીજા કોઈ કારણે નહિ.' એમને પોતાને પણ હું ધારું છું ત્યાં સુધી ઉત્તરા-

ખંડ જ પ્રિય હતો પરંતુ તેમના શબ્દોમાં કહું તો 'અદષ્ટ ભોગ જ્યાં નિર્માણ હોય ત્યાં પૂરો થાય.'

ઊટીની ઊંચાઈ લગભગ સાત હજાર ફૂટ એટલે ઠંડક સારી હોય. રાતે સુતા ત્યારે ઠંડીનો ચમકારો પણ સારો લાગ્યો. મોડી રાતે કેટલાક ધડાકા સાંભળ્યા.

વહેલો ઊઠીને હું લટાર મારવા નીકળ્યો. ધર્મદેવ સાથે હતા. એમણે મને ખેતરો તરફ આંગળી કરી પૂછ્યું, કે આ બધાં ખેતરો કોણે ખેડ્યાં માનો છો? એમનો સવાલ મને વિચિત્ર લાગ્યો. ખેતરમાં તાજું હળ ફર્યું હોય તેમ લાગતું હતું. મેં જવાબ આપવાને બદલે તેમના સામું જોયું. ધર્મદેવ થોડી વાર સુધી હસતા હસતા જોઈ રહ્યા. પછી તેમણે મને કહ્યું, કે જંગલી સુવરોના મોટા દાંતનું આ કામ છે. સુવરો રાતના પાક ખાવા આવી પહોંચે અને બટાકા કે બીજું જે કાંઈ વાવ્યું હોય તેનો નાશ આ રીતે કરી નાખે. સુવરોને ભગાડવા માટે બંદૂકના ધડાકા કરવા પડે. એમ છતાં પણ જો ના ભાગે તો સંહાર કરવો પડે. રાતના જે ધડાકા મેં સાંભળ્યા હતા તે ધર્મદેવના ચોકીદારે કર્યા હતા. થોડું નુકસાન કરીને સુવરો નાસી ગયા હતા.

હંસદેવજી મહારાજનું રસોડું સદા ખુલ્લું હોય છે. કયે દિવસે કેટલા માણસો જમવા આવશે એનો અગાઉથી કશો અંદાજ કાઢી શકાય નહિ; એટલે દાળરામ, શાકરામ કે રોટીરામ કેટલાં જોઈએ એ કોઈ જાણી શકે નહિ. મહારાજનાં દર્શન કરી જાય, જમી જાય અને ઇચ્છા થાય તો રાત, બે રાત કે ત્રણ રાત રહી જાય. પોતાની મરજીમાં આવે તો આશ્રમમાં ભેટ મૂકતા જાય, ના મરજી હોય તો ના મૂકે. કોઈ પણ જાતનો આગ્રહ નહિ.

વહીવટ ચલાવનારા ભક્તો પણ પ્રેમાળ હતા અને આશ્રમમાં કોઈ પ્રત્યે કશો ભેદભાવ રખાતો નહિ. કરોડપતિ હોય કે ગરીબ હોય, મહારાજના

પગ આગળ બધાં સરખા સાધુ તો ગંગા નદી છે નદી તો બધાને સરખી સાધુની પાસેથી આપણને શું મળે છે? સાયંકાળના સુરમ્ય રંગો આપણને શું આપે છે? ઘન વિસ્તર્યું વૃક્ષ આપણને શું આપે છે? કુદરતના અનેક દૃશ્યો આપણને શું આપે છે? શાંતિ.

મહારાજના આશ્રમમાં અમને ત્રણ-ચાર નવાં ઓળખાણ થયાં શ્રી જયંતીભાઈ દેસાઈ બેંગલોરના અગ્રગણ્ય સિનેમા ઉદ્યોગપતિ હતા બીજા હતા કોઈમ્બતુરના મિનમાનિક એમની પાસે ત્રણ મિલો અને સારી સંપત્તિ હોવા છતાં સાદાઈ ઘણી વાણીમાં વિનય પણ આપણને ગમી જાય તેવો ત્રીજા એમની સાથે હતા એ વકીલ એ પણ કોઈમ્બતુરના એ ભાઈ પણ સરકારી

મિનમાનિક શ્રી નાયડુ પાસેથી મેં પહેલ વહેલી વાર તામિલ મહાકવિ કમ્બરનું રામાયણ સાંભળ્યું તામિલ ભાષા આટલી બધી કર્ણમધુર અને ભવ્ય હશે તેનો ખ્યાલ મને ત્યારે આવ્યો

કવિવર કમ્બર આજથી લગભગ એક હજાર વર્ષ ઉપર થઈ ગયા એનું રામાયણ ઉત્તમ સાહિત્યકૃતિ ગણાય છે જાણકારો કહે છે કે વાલ્મીકિના રામાયણ કરતાં કમ્બરના રામાયણમાં વધારે ચમત્કૃતિઓ છે શ્રી નાયડુએ એના છૂટા છૂટા શ્લોકોના ઉચ્ચાર કરીને મને અંગ્રેજીમાં અર્થો સમજાવ્યા સમુદ્રનો ઘોષ, વાદળોનો સંચાર, પંખીઓના કલરવ — એ બધાને જાણે મૂર્ત કરતા ના હોય તેવા તામિલ શબ્દો હું કમ્બરના રામાયણમાં સાંભળતો હતો સીતાને રાવણ જ્યારે હરી જાય છે ત્યારે કમ્બરના શબ્દો કરુણ અને ભીષણ — બંને ભાવ સહજ સરળતાથી અને સમતાથી વ્યક્ત કરે છે રાત્રિનો વખત ઝૂંપડીની શાંત રમણીયતા અને શ્રી વેંકટસ્વામી નાયડુનો ભાવવાહી અવાજ — એ ત્રણેના સંમિશ્રણમાં હું કમ્બરને જોતો હતો

રામાયણ પતે એટલે વકીલ સાહેબ પોલિટિક્સનું પીંજણ શરૂ

કરે. એમને દરેક પક્ષમાં ભૂલો દેખાય, અક્કલની ઊણપ દેખાય. એમના કથનનો સાર એટલો જ, કે બધા ખરાબ છે અને બધાએ સુધરી જવું જોઈએ.

વકીલ સાહેબ બધાના દોષો ઉપર લેક્ચર લગાવી રહ્યા હોય ત્યાં નાયડુ મણકો મૂકે: 'બધા દોષોથી દૂર હોય એવો એક નવો પક્ષ તમે શરૂ કરો. હું તેમાં જોડાઈશ.' એ એક વાક્યથી વકીલ સાહેબની વાણી શાંતિ ધારણ કરતી

હંસદેવજીમાં[1] સ્થિતપ્રજ્ઞના સઘળા લક્ષણો દેખાય છે. એમની સ્થિતિને આપણે પ્રશાંત અવસ્થા કહી શકીએ. આત્મરતિનો આનંદ કેવો હશે એ તો એમના જેવા મહાત્માઓ જાણે, પરંતુ એમની પાસે બેસવાથી આપણને શાંતિના પ્રદેશની કાંઈક ઝાંખી થાય. એમણે પ્રાણશક્તિની ઉપાસના કરી છે એવું મને લાગે લાગે છે. એમની જે પ્રશાંતવાહિતા છે તેનું કારણ એ છે.

મહારાજની પાસે ત્રણ રાત ગાળી તેથી ઘણો આનંદ થયો. એમનો નિસંગ પ્રેમભાવ ઊંડે ઊંડે અંકાઈ જતો. એમની પાસેથી હું મૂક સંદેશો લઈ જતો હતો. વગર શબ્દે તેઓ મને કહેતા હતા, કે અસંગ એ જ સુખ અસંગ વગર આત્મરતિ નહિ. મનનો નિરોધ કરો તો સુખ તમારી પાસે જ છે. હંસદેવજીની મુખમુદ્રામાં બોલતી અસંગતા છે.

ચોથે દિવસે સવારે અમે ઊટીથી કોઈમ્બતુર તરફ પ્રયાણ આદર્યું ત્યારે હવા ખુશનુમા હતી. આશ્રમનો શીરો અમને ઘણો સ્વાદિષ્ટ લાગતો હતો. હંસદેવજીએ અમને પ્રેમભરી વિદાય આપી

---

૧. શ્રી, હંસદેવજી મહારાજનું એપ્રિલ ૧૯૬૦ માં અવસાન થયું છે.

## ૧૩. કોઈમ્બતુરમાં આતિથ્ય

**ઊટીથી** કોઈમ્બતુર જતા રસ્તામાં કુનુર અને ત્યાંથી એનહોપ અને પછી મેટુપલાયમ્ આવે છે મેટુપલાયમથી કોઈમ્બતુર જવાને સીધો સરિયામ રસ્તો છે અને રસ્તે જો બહુ ટ્રાફિક ના હોય તો એ બાવીસ માઈલ લગભગ એટલી જ મિનિટમા ખેંચી નખાય ઊટીથી મેટુપલાયમનો પહાડી અને વળાંકોવાળો રસ્તો આપણને ચક્કર ચડાવે તેવો છે રસ્તામા ભમ્મરડીઓ ખાતા ખાતા ઊટીની હરિયાળીની શોભા જોવાનુ ઘણીક વીસરાઈ જાય. મોટર જાણે હમણા જ સરી પડશે એવી બીકના માર્યા હા...શ કરતા અમે જ્યારે મેટુપલાયમ આવી પહોંચ્યા ત્યારે જ યાદ કર્યું કે અમે સુંદર વનશ્રી અને દેખાવડા પહાડો વટાવ્યા હતા

મેટુપલાયમથી મે મોટર ચલાવવા માંડી અને મારુ ડ્રાઇવિંગ કાંઈક સુધર્યું છે એવી મતલબના બે શબ્દો સાંભળવાની આશા રાખી, પરતુ મારી આશા ફોગટ ગઈ. મારી યશરેખા બગડેલી રહી છે એ વસ્તુ ઉદાસ મને સ્વીકારીને પાચ-દસ માઈલ પછી હું બોલ્યા-ચાલ્યા વગર સ્ટિયરિંગ ઉપરથી ઊતરી ગયો

કોઈમ્બતુર આવી પહોચ્યુ કોઈમ્બતુર મિલઉદ્યોગનુ ધામ છે અમારે બધાને શ્રી. નાયડુને ત્યાં જવુ હતું એમનુ મકાન શોધતા અમને વાર ના લાગી, કારણ કે તેઓ કોઈમ્બતુરની જાણીતી વ્યક્તિ હતા

એમના બારણે આવી મોટરનુ ભૂંગળુ વગાડી અમે ઊભા રહ્યાં. નોકર બહાર આવ્યો પણ અમારી ભાષા સમજ્યા વગર તે આશ્ચર્યથી ઊભો રહ્યો અમે એને એના શેઠનુ નામ દીધુ. થોડી વારે શ્રી. નાયડુ પોતે બહાર આવ્યા એમના શરીર ઉપર એક માત્ર વેષ્ટી હતી. કોઈમ્બતુરમા તાપ ઓછો નહોતો

સૌજન્યની મૂર્તિ જેવા અમારા યજમાન અમને અદર લઈ ગયા અને એમના પત્નીની ઓળખાણ કરાવી શ્રીમતી નાયડુ સસ્કારિતાની મૂર્તિસમા હતાં કપાળમા કકુનો મોટો સોહામણો ચાદનો, કીરમજી રગની રેશમી સાડી, નાકે નથની, કઠે સોનાનો હાર તથા કાંડે સોનાની બગડીઓ – એ બધુ એમના નિર્વ્યાજ અને કોમળ સ્મિતથી શોભી ઊઠતુ હતું

નાયડુજીએ અમને ઉપરને મજલે ઉતારો આપ્યો ઘર સાદુ અને સ્વચ્છ હતું ત્રણ મિલોના માલિકની આખીય રહેણી કરણી ભારતીય સસ્કારનુ સ્વચ્છ પ્રતિબિબ પાડતી હતી પૈસાનુ લેશમાત્ર પ્રદર્શન ન કરવુ, 'મારી પાસે મિલો છે, હુ ખૂબ પૈસાવાળો છુ અને એના માટે અહકાર એ મારો જન્મસિદ્ધ હક્ક છે' – એવુ જરા પણ ના દેખાય એની પૂરી સાવચેતી રાખવી, એ વાત નાની સૂની નથી ઘણા ઓછા ભાઈઓ એ સાવચેતી રાખી શકે છે બહેનો તો એ સાવચેતી ભાગ્યે જ રાખી શકે છે.

શ્રીમતી ગોવિદમ્માજીએ એમનુ મદિર અમને બતાવ્યુ મદિરમાં ભગવાન પદ્મનાભ ચક્રપાણિ, વેણુગોપાળ – એમ બધા જ હતા અને તેમની શક્તિઓ પણ હતી જાણીતા સત-પુરુષોની છબીઓ પણ હતી. શ્રીમતી નાયડુએ ભાવવાહી રીતે પૂજા કરી અને અમે બધાએ ભક્તિરસનું તથા ન્યૂન પ્રસાદનુ યથાશક્તિ પાન કર્યું

પૂજા પછી અમે જમવાના ખડમા આવ્યા ત્યા ડાઇનિંગ ટેબલ કે એવી તેવી મોહમાયા નહોતી સ્વચ્છ અને સાદા આસનોની સામે કેળના પાદડાં હતા અમે ઉપમા, દોસે, રસમ્, સાભાર વગેરે દક્ષિણ

ભારતીય વાનગીઓને ન્યાય આપ્યો. એ વાનગીઓ મને યાદ રહી ગઈ છે.

જમી રહ્યા પછી અમે થોડી વાર સુધી વાતચીત કરી પછી આરામ કરવા ગયાં. સાંજે અમારે નાયડુ દંપતીની સાથે કોઈમ્બતુરનું રળિયામણું મંદિર જોવાનો કાર્યક્રમ હતો. શ્રી. નાયડુ તરફથી અમે જાણ્યું, કે એ મંદિર ચિદંબરમ્‌ના મંદિરની આબેહૂબ પ્રતિકૃતિ જ હતી. એમનો કહેવાનો ભાવાર્થ એવો હતો, કે આ મંદિર જુઓ અને ચિદમ્બરમ્ ન જોઈ શકો તો ચાલે.

કોઈમ્બતુરના બજારમાંથી અમે મંદિર જોવા ઊપડ્યાં. અમારે ઈડલીપાત્ર લેવું હતું. શ્રીમતી નાયડુની મદદથી અમે એક સરસ ઈડલીપાત્ર ખરીદ્યું. ખરીદવાની હોંસ એ કોઈ અવર્ણનીય વસ્તુ છે. એ પાત્રમાં અમે ઈડલી બનાવીને આરોગીશું એવી ઇચ્છા હતી, પણ એ વાતને આજે બાર માસ વહી ગયા છે છતાં અમે ઈડલી બનાવી નથી, ક્યારે બનાવીશું એ પણ નક્કી નથી. નિરુપયોગી વસ્તુઓ અને ઉપયોગમાં ન લઈએ એવી વસ્તુઓમાં કશો ફરક નથી. અમારે ત્યાં જ એમ નહિ પણ લગભગ દરેક ઠેકાણે આવી નિરુપયોગી ખરીદીઓ સદા થયા જ કરતી હશે. મુસાફરી કરવી એટલે ગમે ત્યાં, ગમે તેવું બસ ખરીદી જ નાખવું જોઈએ એવી વૃત્તિને કોઈ પણ મુસાફર ભાગ્યે જ રોકી શકતો હશે. ગમે તેવા સમજુ માણસને પણ મુસાફરીમાં પાનો ચડી આવે છે.

અમે મંદિરે આવી પહોંચ્યાં. પગ ધોઈ અમે દાખલ થયાં. નગારાં તથા શરણાઈ વાગતાં હતાં. મંદિરનું ગોપુરમ્ આકર્ષક હતું. શ્રીમાન્ નાયડુજી અને તેમનાં પત્ની ભાવિક હતાં. એમણે તથા અમે બધી મૂર્તિઓનાં દર્શન કર્યાં. મારે દક્ષિણના બ્રાહ્મણોના વેદોચ્ચાર સાંભળવા હતા – ખાસ કરીને કોઈ સામવેદી બ્રાહ્મણના. પૂજાવિધિ પતાવીને શ્રી. નાયડુએ એક બ્રાહ્મણ યુવકને સામવેદનું ગાન કરવ

નિમંત્ર્યો. એ યુવક સામવેદની રાણાયણીય શાખાનો હતો. એણે સામ-ગાન શરૂ કર્યું. એ ગાન મધુર હતું. પછી અમે આખું મંદિર નિરાંતે જોયું. એનું વિધાન મનોહર હતું. આરતી પછી અમે બહાર આવ્યાં ત્યારે લગભગ એક – દોઢ કલાક થયો હશે.

શ્રી. નાયડુની સાથે એમને ઘેર આવીને અમે સરસ કોફી પીધી અને પછી એમની લાયબ્રેરી જોવામાં હું પડ્યો. એમણે મને એક પુસ્તક યાદગીરીમાં ભેટ આપ્યું. તેનું નામ થીરુકકુરલ. એનો રચનારો તામિલ કવિ થીરુવલ્લુવર. એ કવિ ઈ. સ. પછીના બીજા સૈકાનો હતો. એ પુસ્તકમાં સદ્‌ગુણ અને ધનસંપત્તિ ઉપર શ્લોકો છે. મૂળ તામિલનું આ અંગ્રેજી ભાષાંતર પ્રો. મીનાક્ષી સુંદરમના મતે ઘણું સારું થયું છે. મારી ભેટવાળી નકલમાં શ્રી. નાયડુએ સ્નેહોદ્‌ગાર કાઢ્યો, કે "શ્રી યશોધર મહેતાનું મિલન મારી ઝૂંપડીમાં થયું તેની તા. ૧૪–૫–'૫૯ ની મીઠી સ્મૃતિ."

શ્રી. નાયડુએ એ પુસ્તકમાંથી 'અતિથિસત્કાર'ના શબ્દો અમને વાંચી સંભળાવ્યા. અને એ સુંદર શબ્દોની અમૃતમયી અસર હેઠળ વાર્તાવિનોદ કરી મોડી રાતે અમે સૂવા ગયાં. વહેલી સવારે અમારે કોચીન અને ત્યાંથી કેરલના પ્રદેશનું પ્રયાણ આરંભવાનું હતું. નવી સૃષ્ટિની ઉત્સુકતા સાથે અમે નિદ્રાધીન થયાં.

## ૧૪. કોચીનની રાત

**કોઈમ્બતુરથી** પાલઘાટના લગભગ ત્રીસ માઈલ કાપવા અમને અઘરા ન પડ્યા. રસ્તો ખરાબ નહોતો. પાલઘાટમાં કશું આકર્ષણ નહોતું. ત્યાંથી બે માઈલ ઉપર ટીપુ સુલતાનનો એક કિલ્લો હતો તેટલી જ એની વિશેષતા હતી.

પાલઘાટથી ત્રિચુરના લગભગ ચાળીસ માઈલનો રસ્તો થોડોક સારો હતો અને બાકીનો લોચા જેવો હતો. અથડાતે કૂટાતે અમે આખરે ત્રિચુર પહોંચ્યાં. ત્રિચુર એક નાનું સરખું ગામ છે. એવું કહેવાય છે, કે ભગવાન શંકરાચાર્ય અત્રે નિર્વાણ પામ્યા હતા. ત્રિચુરમાં અમે એક કાફેમાં બેસીને ચા પીધી તથા નાસ્તો કર્યો. અમે હવે કેરલના રાજ્યમાં પ્રવેશ કર્યો હતો. લાલ વાવટો ફરકતો હતો.

કેરલ નાળિયેરીનો પ્રદેશ છે. અહીંથી તે છેક કન્યાકુમારી સુધી નાળિયેરી એ જ જીવાદોરી છે.

ત્રિચુરથી આલવાયે સુધીનો રસ્તો એવો હતો કે અમારાં હાડકાં ખોખરા થઈ ગયાં. રથરાજ પણ અધમૂઓ થઈ ગયો. આલવાયેથી લગભગ બે માઈલ દૂર કાલડી ગામ છે. ત્યાં ભગવાન શંકરાચાર્ય જન્મ્યા હતા. કાલડીમાં તેમનાં માતુશ્રીનો અગ્નિસંસ્કાર પણ શંકરે પોતે કર્યો અને તે જગ્યા શારદામ્માના મંદિરની નજીક છે.

શંકરાચાર્યની અદ્વિતીય પ્રતિભા કેરલમાં જેટલી જાણીતી છે, તેનાથી અનેકગણી જાણીતી કેરલની બહાર સમસ્ત ભારતમાં છે. કોઈ પણ મહાપુરુષ પોતાના જન્મસ્થાનમાં પોતાની હયાતીમાં ખાસ માનપાન પામ્યો હોય તેવો દાખલો જવલ્લે જ મળી આવે છે. જ્યારે એની કીર્તિ દિગંતમાં ફેલાય છે ત્યારે તેની જન્મભૂમિ તેમાં ભાગ પડાવવા આવે છે. બુદ્ધની કીર્તિ મગધમાં અને પછી આખા ઉત્તર ભારતમાં પ્રસરી તે પછી નેપાળમાં તેઓ જાણીતા થયા. ગાંધીજીની યશોગાથા સૌરાષ્ટ્રની બહાર ફેલાઈ પછી સૌરાષ્ટ્ર તેમના ઉપર હક્ક કરતું આવ્યું. તત્ત્વજ્ઞાનીઓની, કલાકારોની, સાહિત્યકારોની – સહુની બાબતમાં આવું જ બન્યું છે અને બનશે. યોગની પરિભાષામાં કહીએ તો 'અતિસામીપ્ય'ના કારણે વસ્તુ કદી દેખી શકાતી નથી.

આલવાયેથી કોચીન પહોંચતાં જરા પણ વાર લાગી નહિ. કોચીન પહોંચ્યાં ત્યારે સાગરનાં દર્શન થયાં. કોચીન અને એર્નાકુલમ્ એ બંને એક જ છે. કોચીન એ ટાપુ, અને ટાપુની પાર જમીન ઉપર એર્નાકુલમ્.

કોચીન પ્રાચીન છે. સૈકાઓ પહેલાં ત્યાં ચીની પ્રવાસીઓ આવીને થાણું નાખી ગયા હતા. એ ચીની થાણાના આજે કોઈ પણ અવશેષો રહ્યા નથી, સિવાય કે માછલાં પકડવાની ચીની ઢબની જાળો. કોચીનના યહૂદીઓ ભારતનું જૂનામાં જૂનું યહૂદી વહેણ છે. યહૂદી રાજા સોલોમનના રાજ્યકાળમાં ફિનિશિયાનું એક વહાણ કોચીન તરફ આવેલું અને વાંદરાં, મોર તથા હાથીદાંત લઈ ગયેલું. એવું મનાય છે, કે તે વખતે કેટલાક યહૂદીઓ વેપાર અર્થે અત્રે આવેલા અને કોચીન કિનારે પોતાનું ઘર કરી રહી ગયેલા. આ વાતને આજ ત્રણ હજાર વર્ષ થયાં ગણાય, કારણ કે સોલોમન રાજાનો સમય ઈ. સ. પૂર્વે દસમા સૈકામાં નિશ્ચિત છે. ત્યાર બાદ યહૂદીઓનું બીજું મોજું ઈ. સ. પૂર્વે પાંચમા–છઠ્ઠા સૈકામાં આવ્યું. ભારતના યહૂદીઓ ભારત બહારની પ્રજા

નથી અને જો છે તો પછી આર્યો જેટલી જ બહારની પ્રજા છે, ન વધતી, ન ઓછી.

અમે તો સીધા ડાક બંગલા તરફ ઊપડયા, પણ જગ્યા ન મળી. પછી અમે બંદર આગળ અને ટાપુની વચ્ચે આવેલી વુડલેંડ હોટેલમાં ગયાં અને ઠરી ઠામ થયાં.

આકાશ ઘેરાયું હતું અને વરસાદ તૂટી પડવાની તૈયારીમાં હતો, છતાં બંદર જોવા માટે અમે મોટરમાં ગયાં. બંદરે પહોંચ્યાં ત્યાં તો વરસાદ તૂટી પડ્યો. લગભગ અર્ધો કલાકે તે અટકયો એટલે બંદરના અધિકારીની પરવાનગી લઈ અમે સ્ટીમર જોવા નીકળ્યાં, કારણ કે નોકરોને 'દરિંબર' જોવી હતી. સ્ટીમરનો અંગ્રેજી કપ્તાન માયાળુ હતો. તેણે અમને જરા પણ આનાકાની વગર પરવાનગી આપી. સ્ટીમર જોઈ અમે હોટેલે પાછાં ફર્યાં અને ગરમાગરમ ભોજન જમી શાંત પડ્યાં.

કોચીન સરસ છે. એની અંદર કુદરત અને ઇતિહાસ બંને છે. ત્યાં સહુ પહેલાં ફિરંગીઓ આવ્યા. સોળમા સૈકામાં ભારતમાં સહુ પહેલાં યુરોપિયન દેવળો કોચીનમાં થયાં. તે દેવળોનાં નામ સાંટાક્રુઝ કેથિડ્રલ અને સેંટ મેથ્યુનું કેથિડ્રલ. જેણે ભારતનો સમુદ્રમાર્ગ શોધી કાઢ્યો તે વાસ્કો દ ગામાની કબર પણ કોચીનમાં છે. ફિરંગીઓ પછી ડચ લોકોની સત્તા સ્થપાઈ હશે. ડચ હકૂમત નીચે કોચીન જાહોજલાલીવાળું બન્યું. ત્યાર બાદ બ્રિટિશ અમલ શરૂ થયો.

કોચીનનું બંદર ઘણું સારું ગણાય છે અને નાનાં તથા મધ્યમ કદનાં જહાજો ત્યાં ઘણો વેપાર કરે છે.

વુડલેંડ હોટેલમાં સારી સગવડ હતી. અમારે વહેલાં ઊઠીને ત્રિવેન્દ્રમનો રસ્તો પકડવો હતો, પણ મેઘરાજા અમારી ઇચ્છાને પાર પડવા

દે તેવું લાગતું નહોતું. આખી રાત ધોધમાર વરસાદ પડ્યો અને વીજળીના કડાકા તથા ઝબૂકા વચ્ચે કોચીનનું બંદર ઘણું આકર્ષક લાગતું હતું.

વહેલી સવારે ઊઠ્યાં પણ વરસાદનો મારો ચાલુ હતો. એટલે બધાં પથારીમાં પડ્યાં રહ્યાં અને લગભગ નવ-દસ વાગ્યે અમે ચા-પાણીની તૈયારી કરી. આખરે મેઘરાજા રહી ગયા અને ખુશનુમા હવાનો લાભ લઈ અમે રથરાજને ત્રિવેન્દ્રમ્ ભેગો કરવાનો નિશ્ચય કર્યો. લગભગ અગિયાર વાગ્યાને સુમારે અમે આગેકૂચ કરી.

## ૧૫. કેરલનો કાંઠો

કોચીનના યહૂદી લત્તામાંથી પસાર થઈ અમે તથા અમારા રથરાજે મોટા તરાપામાં ટાપુ ઓળંગ્યો અને સામે પાર સરિયામ રસ્તા ઉપર આવી ગયા. હવે ખરેખરો મલબાર કાંઠો શરૂ થતો હતો. મલબાર કાંઠો એ જ કેરલ. આખું કેરલ પાઘડી પને છે. લંબાઈના પ્રમાણમાં પહોળાઈ ઘણી ઓછી. લગભગ બધાં જ ગામો એ પનામાં સમાઈ જાય છે અને મોટર રસ્તે લગભગ એ બધાં જ આપણે જોઈ શકીએ. કોચીનથી થોડે દૂર દક્ષિણ તરફ જાવ એટલે 'બૅક વૉટર્સ' શરૂ થાય. એક બાજુ પશ્ચિમે અરબી સમુદ્ર, વચ્ચે જમીનનો એક સળંગ ચીચરવો અને પૂર્વમાં પાછાં ખારાં પાણીનાં સરોવરો તથા નહેરો. આ સરોવરો તથા નહેરોને 'બૅક વૉટર્સ' એટલે કે 'પછીનનાં પાણી' કહે છે અને કોચીનથી તે છેક ક્વિલોન સુધી જેને હોડીમાં સફર કરવી હોય તે બૅક વૉટર્સની સફર કરી શકે. આસાનીથી, ધીરે ધીરે, હોડીમાં પડ્યા પડ્યા સૃષ્ટિની લીલા જોતા જોતા અને પૂર્ણિમાના ચંદ્રને સાથે લઈને પણ કેટલાક શોખીન મુસાફરો સફર ખેડે છે. અમારે તો મોટરની મુસાફરી હતી અને અમારો રસ્તો વચ્ચે વચ્ચે બૅક વૉટર્સને તથા અરબી સમુદ્રને અડીને જતો હતો.

મલબાર કિનારો ઘણો પ્રાચીન ઇતિહાસ ધરાવે છે. આ કિનારે આજથી ત્રણ હજાર વર્ષ પહેલાં ફિનિશિયાનાં વહાણો વેપાર અર્થે

આવતા હતા અને 'ઓફિર' નામના બંદરનો જે ઉલ્લેખ જૂના હિબ્રૂ ઇતિહાસમા જોવામા આવે છે તે બંદર કદાચ કોચીન હતુ એવુ ઈતિહાસકારો માને છે યહૂદીઓ પણ તે કાળથી જ સહુ પહેલા ભારતમા આવીને વસ્યા એવુ ઈતિહાસ કહે છે ચીનાઓ પણ ત્યા તેજ અરસામા આવતા-જતા હતા અને તેમના અવશેષ રૂપે આજ તો 'ચિનાઈ જાળો'જ રહી છે, જેનો ઉપયોગ એક માત્ર મનબાર કિનારે માછીમારોમા જ આપણને જોવા મળે છે પછી તો ગ્રીકો, રોમનો, બધા જ પોતાના વહાણો લઈને આ કાંઠે આવતા-જતા અને દક્ષિણ ભારતમા મળી આવેના પ્રાચીન રોમન સિક્કાઓ ઉપરથી આ વાતને વધુ ટેકો મળે છે

અમારી મોટર મનબારની વૃક્ષરાજિને વટાવતી એનેપ્પી તરફ દોડવા લાગી કેરલની લીનાશ અમને ટાઢક આપતી હતી નાળિયેરી ઓના ઝુંડનાં ઝુંડ અને ડાંગરના ભર્યા ભર્યા લીનાં ખેતરો પરમાત્માની હસ્તીની શાખ પૂરતાં હતાં

અમારે નાળિયેરનુ પાણી પીવુ હતુ, પરતુ નાળિયેર ઉતારનારા કોઈ દેખાતા નહોતા બે-ત્રણ વખત અમે મોટર અટકાવી, પરતુ અમારી આશા ફળીભૂત થઈ નહિ અમે આશામા ને આશામા એનેપ્પી તરફ રથને મારી મૂક્યો

કેરલમા કેટલીક સ્ત્રીઓને છાતી ઉપર વસ્ત્ર રાખતી જોઈ નહિ. મનાજાના ખ્યાલો દેશ અને કાળ પ્રમાણે બદલાતા રહે છે

કેરલમાં એક ફક્ત નાણુદિ બ્રાહ્મણો સિવાયની લગભગ દરેક જાતિમાં માતૃવંશી પ્રથા છે હિંદુ કાયદામાં આ પ્રથાને 'મરુમક્કટ્ટયમ્' પ્રથા કહે છે એ પ્રથા અનુસાર વંશવેલો માતાથી ગણાય છે કુટુંબને 'તરાવાડ' કહે છે કન્યા પોતાના પિયરમા રહે છે અને તેનો પતિ તેને ત્યા જા-આવ કરે છે એનો વંશવેલો નિરાળો ગણાય છે આ

પ્રાચીન પ્રથા હવે નષ્ટપ્રાય થતી જાય છે અને આર્યોની પિતૃવંશી પ્રથા જોર પકડે છે.

એલેપ્પી આવી ગયું. સામ્યવાદીઓનું આ વિભાગમાં ઘણું જોર દેખાયું. લાલ વાવટા ચોમેર ફરકતા હતા. એલેપ્પીના મુખ્ય ધંધાઓ બે : (૧) કાથીનો, (૨) મરીનો. એનાં મરી વિશ્વવિખ્યાત છે. એલેપ્પી આગળ અમે બૅક વૉટર્સનાં પૂર્ણ દર્શન કર્યાં. ગામમાં નાની નાની નહેરો છે અને ટચૂકડા તરાપાઓથી વાહનવહેવાર ચાલે છે. અમારે ખાસ રોકાવું નહોતું. નાળિયેરની તપાસ કરી. જે મુલકમાં આટ-આટલી નાળિયેરીઓ હોય, તે મુલકમાં નાળિયેરના પાણી માટે અમારે આટલી બધી તપાસ કરવી પડે એ પણ એક બલિહારી !

રથરાજને અમે ધકેલી મૂક્યો અને એક જગ્યા સારી દેખાઈ ત્યાં ઊભો રાખ્યો. અરબી સમુદ્ર ઘૂઘવતો હતો અને કિનારો નાળિયેરીઓથી લુમ્બો-ઝૂમ્બો ભર્યો-ભર્યો લાગતો હતો. પાંચ-૭ છોકરાંઓ અમને વીંટાઈ વળ્યાં. અમે નાળિયેરનું પૂછ્યું. ભાષા આવડે નહિ એટલે ઇશારા અને નિશાનીઓથી વહેવાર ચલાવવો પડતો. છોકરાંઓ અમને હસતાં હતાં. નાળિયેરો તોડી આપવાને બદલે અટકચાળાં કરીને તેઓ તો ચાલ્યાં ગયાં. નાળિયેર લટકતાં હતાં, અમે ઊભાં ઊભાં જોતાં હતાં. રખેવાળની તપાસ કરી પણ ત્યાં કોઈ દેખાયું નહિ. નાળિયેર લટકતા રહ્યાં અને અમે પણ તેમના વગર લટકતાં જ રહી ગયાં ! અમારો યાત્રારથ પણ જાણે અમારી મશ્કરી કરતો હોય તેમ એકદમ ઘૂઘૂઘૂ કરતો ભાગવા લાગ્યો. અમે પાછી આશા બાંધી કે ચાલો ક્વિલોનમાં રૂપાળાં નાળિયેર મળી જશે. રથરાજ છીક-છીક-છીક-છીક કરતો અમારી મશ્કરી કરતો દોડતો હતો

લગભગ એક – દોઢ કલાકે અમે ક્વિલોન આવી પહોંચ્યાં ત્યારે પાંચેક વાગ્યા હશે. નાળિયેરના પાણીની વાત અમે ભૂલી ગયાં હતાં અને ચાની તલપ લાગી હતી એટલે ચાની હોટલની શોધ શરૂ કરી. કોચીના મુલકમાં

ચાની કોઈને ખાસ ગમ નહિ. જેવો તેવો કથ્થઈ રંગનો ચા નામનો ઉકાળો અમે ગટગટાવી ગયાં. એ ચા હતી એવું માનવાને કશું કારણ નહોતું, પણ ચા છે એવી રીતે મનને મનાવી પનાવી દીધું.

ક્વિલોન પણ પ્રાચીન બંદર છે રોમન વહાણોની ત્યાં આજથી બે હજાર વર્ષ ઉપર અવર-જવર થતી હતી. ક્વિલોનથી એક વોટર્સનો સરસ દેખાવ નજરે પડે છે. ક્વિલોનમાં કાગળ, પ્લાયવુડ, એલ્યુમિનિયમ, એમ કેટલાક ઉદ્યોગો સારા ખીલ્યા છે.

અમારે વખત વિતાડવો નહોતો. ત્રિવેન્દ્રમના પિસ્તાળીસ માઈલ કલાકમાં કાપી નાખવા હતા. સાડા પાંચે અમે ક્વિલોનથી ત્રિવેન્દ્રમના રસ્તે પડ્યાં.

## ૧૬. અનંતશયનમ્

એક કે દોઢ કલાકમાં અમે ત્રિવેન્દ્રમ્ આવી પહોંચ્યાં. ઓળખાણપત્ર હતો છતાં પહેલાં તો સીધા સ્ટેશને ઊપડ્યાં. સ્ટેશન ગમી જાય તેવું હતું, પણ અમારે તો ડાકબંગલાના ધામા નાખવા હતા એટલે એક ભોમિયો લઈ ડાકબંગલાને રસ્તે પડ્યાં.

રસ્તામાં ઢોલ – નગારાં અને લાલ વાવટા સાંભળતાં તથા જોતાં આખરે ડાકબંગલામાં આવી પહોંચ્યાં. બંગલામાં સુપ્રિન્ટેન્ડન્ટનું શ્રી. અલેકઝાંડર કે એવું કંઈ નામ હતું. એ ભાઈ પરગજુ અને માયાળુ લાગ્યા. બંગલામાં જમ્યા નહોતી એટલે એમણે અમને સરકારી ગેસ્ટ-હાઉસમાં જમ્યા અપાવી. ગેસ્ટહાઉસ ઘણું સ્વચ્છ અને સગવડવાળું હતું. ભાઈ અલેકઝાંડરનો અમે પાડ માન્યો, સામાન ઉતાર્યો, કૉફી અને ટોસ્ટ ઝાપટ્યાં અને પછી રહીમ કંપનીના શ્રી. સુર્થીને મળવા ચાલ્યાં.

ત્રિવેન્દ્રમ્ નાનું સરખું નગર છે. અમે બજારમાંથી પસાર થયાં અને ચેલાઈ બજારને એક છેડે આવ્યાં ત્યાં પદ્મનાભનું રૂપાળું મંદિર નજરે પડ્યું. એનું ગોપુર બેઠા ઘાટનું હતું અને બાંધણી મને તો ઘણી આકર્ષક લાગી. ભગવાનને અમારે આજે યાદ કરવા નહોતા. અમે તો બજારને નાકે આવેલી રહીમ કંપનીની દુકાને પહોંચ્યાં અને શ્રી. સુર્થીને મળવાની ઈચ્છા જણાવી. દુકાનનાં માણસોએ અમારી સારી એવી

આગતા સ્વાગતા કરી અને થોડી વારમાં શ્રી. મુર્થી આવી ગયા. અમારા મિત્ર ભાઈ નવનીતભાઈ શોધને એમને પત્ર લખાવેલો એટલે અમારી બરદાસ્ત એમણે ઘણી કાળજીથી કરી.

ત્રિવેન્દ્રમમાં ગુજરાતી વસ્તી છે અને એક સૌરાષ્ટ્રી ભાઈએ જમવાની લૉજ પણ કાઢી છે. ઘણા દિવસથી અમે ગુજરાતી આહાર વગર ઝૂરતાં હતાં એ જાણી ભાઈ મુર્થીએ પેલી સૌરાષ્ટ્રી લૉજમાં આવતી કાલ સવારનું ગોઠવ્યું હતું. તેમની દુકાનેથી એક માણસ લઈ ઇધર-ઉધર ઘૂમી અમે અમારે ઉતારે પાછાં આવ્યાં અને બોમિયાને આવતી કાલે આવવાનું જણાવી ભાઈ અલેકઝાંડરે તૈયાર કરાવેલી રસોઈ ઉપર તૂટી પડયાં.

જમ્યા પછી એક વકીલની ઓળખાણ થઈ. વકીલ સાહેબ ખુશમિજાજમાં હતા અને માયાળુ પણ તેવા જ હતા. એમણે મને સામ્યવાદી સરકારની પેટ ભરીને વાતો કરી. પોતે કૅાંગ્રેસી હતા એટલે મેં ધારેલું કે સામ્યવાદી વહીવટને બરાબર જોખશે; પણ મારે કહેવું જોઈએ, કે એમણે શ્રી. નાંબુદ્રિપાદની ટીકા નહિ પણ વખાણ કર્યાં. એમણે એમ પણ કહ્યું, કે બે પ્રધાનો સિવાયના બીજા પ્રધાનોની અંગત પ્રામાણિકતા વિષે શંકા લાવવાને કારણ નહોતું. બધું કહી રહ્યા પછી એમણે એટલું જ ઉમેર્યું, કે સામ્યવાદીઓમાં વહેવારુ બુદ્ધિની ઊણપ હોવાથી એ લોકો અપ્રિય થઈ રહ્યા હતા. લોકશાહીના સમાધાનીભર્યા રસ્તે રાજ કરવાની એમનામાં ફાવટ નહિ હોવાથી એ લોકો કેરલમાં છબરડા વાળતા હતા વગેરે, વગેરે.

કેરલની ગરીબીનું એમણે ચિત્ર આપ્યું. કૉલેજો સિવાય ત્યાં બીજો કોઈ ઉદ્યોગ જ નથી ! વગર પ્રયોજનનું ભણતર ભારતમાં બધે જ છે અને કેરલમાં તો તેનો ફુગાવો હદ બહારનો છે. દરેકની પાસે છત્રી, લુંગી ને ડિગ્રી હોય છે.

'ચાલો હવે ભગવાનનું નામ દઈને સૂઈ જઈએ'– એવું કહી મેં વકીલ મિત્રને નમસ્કાર કર્યો અને અનેકઆંતરને સવારના નાસ્તાનું કહી અમે બધાં અંદર આવ્યાં. મારાં પત્ની મારા ઉપર સહેજ નારાજ હતાં, કેમ કે એમને 'પૉલિટિક્સ'નો રસ નહિ હોવા છતાં મેં પેલા વકીલ સાહેબ સાથે અર્ધો કલાક સુધી 'પૉલિટિક્સ' ઝીંકી. મેં એમને ખાતરી આપી કે હાલથી એવી ભૂલ નહિ થાય એટલે એમને સંતોષ થયો, જો કે આવી ખાતરીઓ તો હું વારંવાર આપું છું. મારા કમનસીબે મને આવા બધા વકીલ સાહેબો ભટકાઈજ પડે છે અને પછી હું આપેલાં વચનો ભૂલી જાઉં છું.

બીજે દિવસે સવારે અમે પદ્મનાભનાં દર્શને ગયાં. અહીંના રિવાજ પ્રમાણે પુરુષોથી ખમીસ કે પહેરણ કે ગંજી એવું કાંઈ પહેરીને ભગવાનની સામે જવાય નહિ. માત્ર ધોતિયું પહેરીને હું દાખલ થયો. મંદિરમાં ઢોલ, નગારાં ને શરણાઈ વાગતાં હતાં અને બ્રાહ્મણો પ્રદક્ષિણા કરતા હતા. અહીં મને હિંદુ ધર્મનું જુદું દર્શન થયું. એની આચાર-પ્રધાનતામાં દમદમો અને અભિમાન હતાં. વિપ્રોના વેદોચ્ચાર સાંભળી હું મને વિશ્વામિત્ર, જમદગ્નિ, ભરદ્વાજ, ગૌતમ, અત્રિ, વસિષ્ઠ અને કશ્યપ – એ બધા મહર્ષિઓના સંમુખે બેઠેલો જોવા લાગ્યો. મને મારું જાતિ-અભિમાન જાગી ઊઠેલું લાગ્યું. એ અભિમાનને અંકુશમાં રાખવા સારુ મેં મારી બુદ્ધિ ઉપર ઘણું દબાણ કર્યું અને મારે કહેવું જોઈએ, કે ઘણા પ્રયાસે મારી બુદ્ધિ કંઈક સફળ થઈ. હું માનું છું, કે ભાગ્યે જ એવો કોઈ હિંદુ હશે, જે વેદવાણી સાંભળીને આનંદની અકથ્ય ઊર્મિઓ નહિ અનુભવતો હોય.

મંદિરના માણસોમાં મેં જડતા પણ જોઈ. પૂજારી નાંબુદ્રિ બ્રાહ્મણ હતો. આ બધા પૂજારીઓનાં ધર્મ તથા જીવન મંદિરની ચાર દીવાલોની બહાર દેખાતાં નથી. ભગવાનને એ લોકો વારંવાર સંતાડી દે છે, વારંવાર બહાર કાઢે છે. ભગવાનને જો આ લોકોએ કેદ નથી કર્યાં તો બીજું શું કર્યું છે?

પદ્મનાભનુ મંદિર ઘણું પ્રાચીન છે અને કેટલાકને મતે એની સ્થાપના ઈ. સ પૂર્વેની છે તેમા ભગવાન વિષ્ણુની મૂર્તિ છે વિષ્ણુને અનંતશયનમ્ પણ કહે છે અને પદ્મનાભ પણ કહે છે મંદિરમા પૂજા કરવા માટે દરેક હિંદુને સરખો હક્ક છે અને મફત ભોજન મળે છે.

આખુ મંદિર અમે ફરીને જોયુ. તેની ચિત્રવિચિત્ર શિલ્પકળા વિસ્મય પમાડે તેવી છે ભગવાન વિષ્ણુની મૂર્તિ પ્રચંડ છે અને ભગવાનને સૂતા બતાવ્યા છે તેમના શરીર ઉપરના રત્નોના આભૂષણોથી આપણે અંજાઈ જઈએ એવા તે હતા

અનંતશયનમ્નાં દર્શન કરીને અમે બહાર આવ્યા. શ્રી મુર્થી અમારી રાહ જોતા દુકાને બેઠા હતા સૌરાષ્ટ્રી લોજમાં અમારુ જમવાનું એમણે ગોઠવ્યું હતું. અમે સીધા ત્યા ગયા નાની સરખી જગ્યામાં, બની શકે તેટલી સગવડ આપવાનો પ્રયત્ન થયો હતો જમવાનુ સારું હતું એટલે બીજી અગવડો અમે વીસરી ગયા અને શ્રી મુર્થીનો પાડ માની ભોમિયાને લઈ ત્યાથી ઝૂ, મ્યુઝિયમ તથા ચિત્રાલય જોવા રવાના થયા ત્યારે બપોરના લગભગ ત્રણેક વાગ્યા હશે

એકાદ કલાક ઝૂમા ગાળી અમે મ્યુઝિયમ અને ચિત્રાલય જોવા ચાલ્યા ત્રિવેન્દ્રમનુ ઝૂ, નાનુ સરખુ પણ સારી રીતે રાખવામાં આવ્યું છે પ્રાણીઓનો સંગ્રહ પણ ઠીક ઠીક છે ઝૂ, મ્યુઝિયમ તથા ચિત્રાલય એટલે કે આર્ટ ગેલેરી, એ બધા પાસે પાસે જ છે મ્યુઝિયમમા અમે અર્ધો કલાક ગાળ્યો એને પછી ચિત્રાલયનુ રસપાન કરવા ઊપડ્યા

ચિત્રાલયનું સહુથી મોટુ આકર્ષણ રવિવર્માના ચિત્રોનુ ગણી શકાય. આખા ભારતમાથી લગભગ બધા જ જાણીતા કલાકારોના ચિત્રો ત્યા એકઠા કરવામા આવ્યા છે પ્રાચીન અને અર્વાચીન બધા જ કલાકારો સાથે આપણે આ સ્થાને આત્માનુસંધાન કરી શકીએ. રાજપૂત, મુગલ, કાંગડા અને તાંજોર શાખાની કલાકૃતિઓ ઉપરાંત અજંટા, બાઘ વગેરે ગુફાઓનાં

ભિત્તિચિત્રોની પ્રતિકૃતિઓ જોવા મળે છે. રવિવર્માનાં ચિત્રો નાનપણ
'વીસમી સદી'માં જોયેલાં યાદ આવી ગયાં. દ્રૌપદીનું વસ્ત્રાહરણ, શકુંત
અને દુશ્યંતનું મિલન, નળ-દમયંતી વગેરે અનેક ચિત્રોની સ્મૃતિ તા
થઈ અને એના જીવંત આલેખનથી કાળના પડદા ભેદાઈને હું જા
પુરાણોના અને મહાભારતના સમયમાં જઈ પહોંચ્યો. રવિવર્માન
ચિત્રોમાં મને જે જીવ દેખાયો છે, તેવો જીવ બીજા કોઈનાં ચિત્રોમ
દેખાયો નથી. કલ્પનાને સતેજ કરવાની જે ચિત્રોમાં શક્તિ હોય, તેમ
હું 'ચિત્રો' કહું છું; તે સિવાયનાં બધાં મારે મન ચિતરામણ છે. માર
આવી અતિ સાદી સમજથી જાણકારોને મન હું ભલે અબુધ અને
અણઘડ ઠરું, પણ હું જે અનુભવું છું તે જ કહું છું. રવિવર્માનાં ચિત્રો
આગળ હું રંગાઈ ગયો છું એટલું જ મારે કહેવાનું છે.

વખત થોડો હતો અને વેશ ઝાઝા હતા. અમારે સમુદ્રકાંઠે
સહેલ મારવા જવાનું બાકી હતું. પાંચ વાગ્યા હતા. અમે ભાઈ મુર્થીએ
આપેલા ભોમિયાને લઈ પાછા રથે ચડયા. લગભગ પાંચેક માઈલનો
રસ્તો કાપી અમે ત્રિવેન્દ્રમનો વિશાળ સમુદ્રપટ જોયો. કાંઠે આવેલો
રાજાનો બંગલો હવે કોર્ટનું કામ સારે છે.

ત્યાં પછી અહદશા બગડી. બંગલાની બાજુમાં મોટું મેદાન હતું
ત્યાં રથરાજને મૂકવા ડ્રાઇવરે તેને ઘુમાવ્યો અને પાંચ-દસ ફૂટ ગયો
હશે ત્યાં તો એ જાણે ઠરી જ ગયો. અમે નીચે ઊતરી ગયાં. મોટરનાં
પૈડાં રેતીમાં ફસાઈ ગયાં હતાં. અમે જેને જમીન માનતા હતા તે
ચોખ્ખી રેતી નીકળી. ફર્સ્ટ ગિયરમાં નાખી ડ્રાઇવર રથને જોર પકડાવવા
ગયો ત્યાં પૈડાં વધુ ઊતરી ગયાં. અમારી મૂંઝવણનો પાર રહ્યો નહિ.

બાજુમાં ખેલતા છોકરાઓ ખડખડાટ હસવા લાગ્યા. ભાષા આવડે
નહિ. બસવાળા તથા ખટારાવાળાઓને ઊભા રાખી અમે વીતક જણા-
વતાં, પણ અમારી મદદે આવવા કોઈ ને ફુરસદ નહોતી. એકે વળી કહ્યું,

કે મોટી ટ્રક મંગાવીને અમારે અમારું વેગન ખેંચાવવું પડશે સંધ્યા-કાળ થયો હતો, પણ સારે નસીબે અમે ભોમિયો સાથે રાખ્યો હતો એટલે ભાષાની અગવડનો સવાલ રહ્યો નહોતો લગભગ એકાદ કલાકના ધમપછાડા અને ધાંધલ પછી અમારા ભોમિયાએ એકઠા કરેલા માણસોએ રથરાજને રેતીમાંથી ખેંચી કાઢ્યો ત્યારે સમુદ્રમાં ભરતી ચડી હતી અને સાયંકાળની રંગલીલા આકાશમાં રચાઈ ગઈ હતી ત્રિવેન્દ્રમનો સમુદ્રકાંઠો એ મારે મન એક મનોહર સ્થાન છે ઊછળતા મોજામા જે રંગો અમે જોયા, તેવા રંગો બીજા કોઈ કાઠે જોયા હોય તેવું મને તથા મારાં પત્નીને યાદ આવતું નહોતું.

કિનારે બેઠાં બેઠા અમે સમુદ્રનો આલાપ સાંભળતા હતાં, પણ ભિખારીઓ અમને જંપવા દેતા નહોતા. કેરલમા સામ્યવાદી સરકાર હોવા છતા ભિખારીઓનો સવાલ તે ઉકેલી શકી નથી તે પણ એક અજાયબી ગણાય

સૂર્યનારાયણ નમી ગયા અને નમ્યા પછીની થોડી ક્ષણોનો અલૌકિક આનંદ લૂંટી અમે પેના કાફેમા જઈ કોફી મગાવી. મુસા-ફરોમી ઢબે અમે અમારી બાકાની મુસાફરીનો માનસિક નકશો ચીતરતાં આવતી કાલે કન્યાકુમારીને રસ્તે કેટલા વાગ્યે ઊપડવું તેની ચર્ચામા ચડી ગયાં કન્યાકુમારી એ અમારું લક્ષ્ય હતું, ભારત માતાના ચરણકમળે અમારે પહોચવું હતું. કોફી ગટગટાવી અમે ઉતારે આવી પહોચ્યાં ત્યારે રસોઈ અને ધોબી અમારી રાહ જોતા હતા

## ૧૭. કેરલનો ધોબી

કેરલમાં 'એજ્યુકેશન' કેટલું છે તે હું જાણતો નથી, પણ 'એજ્યુએશન' ઘણું છે લગભગ બધા જ એજ્યુએટો છે. ત્રાવણકોરમાં જો કોઈ મોટા પાયા ઉપરનો ઉદ્યોગ હોય, તો તે આ યુનિવર્સિટી નામની ફેક્ટરીનો છે એમાંથી સારો-નરસો એટલો બધો માલ નીકળે છે, કે લગભગ દરેક ઘરમાં એજ્યુએટોની ગોદામ ભરેલી રહે છે આ માલ વેચાતો નથી, વેચી શકાય તેવો નથી, એના ઉત્પાદનના ખર્ચના પ્રમાણમાં આ ધંધો ખોટનો છે

પણ હું મારા ધોબીની વાત ઉપર આવી જાઉં એ નાયર છે બી કોમ. થયો છે એની બેનો એજ્યુએટ છે મને લાગે છે કે મા, બાપ, મામા, કાકા, માસા, ફોઈ, માસી, બધા જ બી એ, બી કોમ, બી. એસ સી, એન. એલ બી. હશે ધોબીનો ધંધો કરવા સારુ એને બી કોમ. યાને બેચેલર ઓફ કૉમર્સ થવું પડે એટલા માટે નહિ પણ ખોટું ભણાઈ ગયું પછી કરે શું? મારે કહેવું જોઈએ, કે એણે મારાં કપડાં ઘણાં જ સારાં ધોયાં, એટલું જ નહિ, પણ ધોબીઓને સહેજ એમ બક્ષિસ માટે હાથ લબાવ્યો પણ નહિ.

એને પોતાનાં મા-બાપ તથા વૃદ્ધ દાદા-દાદી અને નાનાં ભાંડુ-

એનું ભરણપોષણ કરવાનું હોવાથી પોતે તથા પોતાની બહેનો દિવસે નોકરી કરે છે અને રાતે કપડા ધુએ છે.

એનું અંગ્રેજી આપણા કેટલાક વકીલોના અંગ્રેજી કરતા સારું છે. કપડા તો ઘણા ચોખ્ખા હોય જ. એનુ ભણતર હજી અટક્યુ નથી પોતે એલએલ બી. થવાનો છે. દિવસે પ્રેક્ટિસ કરશે અને રાતે કપડા ધોશે. કપડા ધોતો ધોતો એ કદાચ મિનિસ્ટર પણ થઈ જશે એણે કહ્યુ નહિ પણ મને ખાતરી છે, કે એ કોમ્યુનિસ્ટ પાર્ટીનો મેમ્બર છે.

મારા કપડાની ધોલાઈ એણે ભારે લીધી એક કપડાના ચાર આના! એને મન નાના-મોટાનો ભેદ નહિ કોટના પણ ચાર આના અને હાથ રૂમાલના પણ ચાર આના મે મારો નમ્ર વિરોધ નોધાવ્યો હતો, પણ એણે તો એટલુ જ કહ્યુ, કે હાથ રૂમાલની જગ્યાએ કોટ ના આપશો એવું હું કહેતો નથી! આવા સમદર્શી વિદ્વાન ધોબી તરફ મને માનબુદ્ધિ ઊપજી એણે મને શીખવ્યુ, કે હાથ રૂમાલની પ્રથા એ 'બુર્ઝવા ''સેન્સ' છે, ધોતિયાથી પણ લૂછી શકાય

ચપરાસીઓ ગ્રેજ્યુએટ છે નાળિયેર વેચનારા, કેળા વેચનારા, ..કા વેચનારા, ચીકી વેચનારા, સોડા-લેમન ફેરવનારા, વાળ કાપનારા, બુટ પૉલિશ કરનારા – બધા જ ગ્રેજ્યુએટ છે ઝાડપાન, પશુ-પંખી, કીડી-મંકોડી, એ બધા જ ફક્ત ગ્રેજ્યુએટ નથી

મારો ધોબી પાછો દેખાવડો પણ છે એની પત્ની આવતી સાલ ગ્રેજ્યુએટ થઈ એમ. એ થશે એણે ફિલસૂફી લીધી છે

કેરલ સામ્યવાદી છે, કેમ કે ત્યા કોઈની પાસે માનમત્તા જ નથી એ વેષ્ટી (વીટવાનાં ધોતિયા), બે ખમીસ અને એક છત્રી, એ પાંચ વસ્તુઓ પૂરતો જ ત્યા મૂડીવાદ પ્રવર્તે છે અહી કોઈ બુટ કે ચપ્પલ કશું પહેરતું નથી બુટ કે ચપ્પલની દુકાનો દેખાતી નથી

નાળિયેરી સિવાય બીજું કોઈ ઝાડ દેખાતું નથી. નાળિયેર એ જ અહીંની જ્વારોરી છે. નાળિયેર એમને કાચલાનાં વાસણો, કોપરેલ, દોરડું, ખોરાક, છાપરી, એ બધું આપે છે. નાળિયેરનાં પાંચ-દસ ઝાડ જેની પાસે હોય તે બાદશાહ. મારો ધોબી પોતાની કમાણીમાંથી થોડી જમીન ખરીદી નાળિયેરનાં આઠ-દસ ઝાડ રોપશે. પછી એ કોમ્યુનિસ્ટ મટી જઈ બીજા કોઈ પક્ષમાં જોડાશે.

કેરલની આખી મુસાફરીમાં મને આ એક ધોબી જ યાદ રહી જશે. શંકરાચાર્ય નાંબુદિ બ્રાહ્મણ હતા અને અલવાયેની પાસે જન્મ્યા હતા, એ વસ્તુ કેરલમાં કોઈ જાણતું જ નથી. શંકરાચાર્યને જ કોઈ ઓળખતું નથી. ભારતનો મોટામાં મોટો ફિલસૂફ કેરલમાં પાકયો એનું કેરલને નથી જ્ઞાન, નથી અભિમાન.

## ૧૮ કન્યાકુમારીમાં પાદપ્રક્ષાલન

ત્રિવેન્દ્રમથી કન્યાકુમારી જતા હતા તે દિવસે ધોધમાર વરસાદ પડતો હતો મે માસના મધ્યમા આવો ભારે વરસાદ અમે કલ્પેલો નહિ. ચોમાસુ વહેલુ શરૂ થઈ ગયુ હતું પડતા વરસાદમા અમે મોટર મારી મૂકી વરસાદનાં ઝાપટાંથી મનમા કોઈ અવર્ણનીય અને અપાર આનદ વ્યાપી ગયો હતો કેરલની સુદરતા જાણે મને કદાશ્લેષ આપી રહી હતી, પરતુ ત્યારે મને હિમાલયની રમ્યતા સાંભરી આવતી અને કેરલના કદાશ્લેષને હુ છૂટો પાડી દેતો

આખરે અમે નાગરકોઇલ આવી પહોંચ્યા અહીથી કન્યાકુમારી જવાનો રસ્તો ફટાતો હતો શોફર અને ભટ પૂછવા લાગ્યા, કે શું 'કેપ કન્યા' આવી પહોચ્યા? ઘડીકમા એ લોકો 'કેપ કન્યા' કહેતા, ઘડીકમાં 'કુમારી કન્યા' કહેતા, અને અમારા આનદમા એમ વધારો થયા કરતો ભણેલા કહેવાતા માણસોએ પાડેલા નામ ખરા અને એમના ખોટા એવુ માનવાને કારણ નથી નામ એ પોતપોતાની રુચિનો વિષય છે ભણેલાઓ 'કેપ કોમોરિન' જેવુ કઢગુ અને કદરૂપુ નામ કયા નથી વાપરતા?

નાગરકોઇલથી અમે બે દિવસ ચાલે એટલુ સીધુ સામાન વગેરે ખરીદી લીધા, કારણ કે કન્યાકુમારીમા ખાસ કોઈ દુકાન નહોતી અને જે કાઈ ખરીદી કરવી હોય તો બાર માઈલ દૂર આવેલા આ ગામમાં

કરી લેવાની હતી. સરસામાન તથા ફળફળાદિ ખરીદીને અમે એક હોટેલમાં કોફી પીવા ગયાં.

અમે બધાં આનંદમાં હતાં, કારણ કે ત્રિવેન્દ્રમથી નાગરકોઇલના રસ્તે વરસાદ અને વનશ્રી સારા પ્રમાણમાં હતાં. ઠંડક થઈ ગઈ હતી. પશ્ચિમ ઘાટનો છેડો પૂરો થતો હતો અને ભારતની શૂશિર તરફ અમારું પ્રસ્થાન થઈ રહ્યું હતું. નાગરકોઇલથી પૂર્વે ફંટાતાં ભૂગોળ બદલાઈ જતી હતી – કેરલ ઉપર પડદો પડી જતો હતો. એ તરફ ચોમાસું નહોતું, નહોતી વનશ્રી. અમારે હવે ભારત માતાના પાદારવિંદ તરફ જવાનું હતું, એટલે ચોમાસું અમારી સાથે જ રહ્યું.

નાગરકોઇલથી કન્યાકુમારી જતાં અમારે શુચીન્દ્રનું વિખ્યાત મંદિર જોવું હતું. અત્રિઋષિ અને તેમનાં પત્ની અનસૂયાનું એ સ્થાન હતું. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ – એ ત્રણે દેવો અનસૂયાના પતિવ્રત ધર્મનું પારખું લેવા ગયા અને ત્રણેને અનસૂયાએ ધાવણા બાળકો બનાવી દીધા એવી પૌરાણિક કથા છે. આ મંદિરમાં એ ત્રણે દેવોની પૂજા થાય છે.

આ મંદિર સ્થાપત્યનો એક ઉત્તમ નમૂનો છે. અમે તે જોવા સારુ અંદર ગયાં. ફક્ત ધોતી સિવાયનાં બીજાં કપડાં ઉતારીને જવાના આ તરફના રિવાજથી ખૂબ અગવડ પડતી હતી, પણ મંદિરનાં વખાણ એટલા બધા સાંભળ્યા તથા વાંચ્યા હતા કે અમે અગવડ વેઠી લીધી. મંદિરમાં એક થાંભલા આગળ કોતરણીની એવી કરામત હતી, કે આંગળીઓનાં ટકોરા મારવાથી સ્વર સપ્તક નીકળે.

દક્ષિણની હિંદુ સંસ્કૃતિ એટલે મંદિરો. મંદિરમાં કથા વાર્તા, નાટક, નૃત્ય, શાસ્ત્રચર્ચા થાય, અને વસ્તુભાવ પણ વેચાય. દક્ષિણમાંથી જો મંદિરો લઈ લો તો જોવાનું કાંઈ રહે નહિ, કલ્પનાનો ખોરાક પણ કાંઈ રહે નહિ.

ગજવુ ઊડુ નહોતું મારા પૈસાનુ પાકીટ મે એમા મૂક્યુ પાકીટમા મુસાફરીના ચેકો તથા લગભગ દોઢેક હજાર રૂપિયાની નોટો હતી પાકીટ પડી ગયુ તેની મને ખબર રહી નહિ ચાળીસ–પચાસ કદમ ચાલ્યો હોઈશ ત્યા મારો ડ્રાઇવર હાંફતો હાંફતો મારી પાસે આવી પાકીટ ધરીને ઊભો રહ્યો 'સાહેબ, પાકીટ પડી ગયુ હતું' પાકીટ લીધુ છતા મારી છાતી ધડકતી હતી પાકીટ પડી ગયુ એ શબ્દોથી જ હુ થીજી ગયો હતો સાધારણ રીતે હુ મારી જાતને સાવધ માણસ માનુ છુ, છતા આવો બનાવ બન્યો તેથી હુ મારા ઉપર પરિતાપ કરવા લાગ્યો. આ પાકીટ જો ગુમ થયુ હોત તો મારી મુસાફરી તો બગડી જ હોત, પણ બીજાં બધાંની પણ મે બગાડી નાખી હોત પરમાત્માએ એ બધાની સુખાકારીનો વિચાર કરીને શોફરને પાછળ રાખ્યો એમા મને એની દયા જ દેખાઈ મને એમ પણ ખાતરી થઈ, કે જે શોફરની મે વનસાડ આગળ ધૂળ ખખેરી હતી કે 'તુ અસાવધ છે' તે જ શોફરને હાથે પ્રભુએ મને બોધ દીધો! ઈશ્વરની સત્તા કેવી રીતે કામ કરે છે એનો મારે માટે આ પરચો હતો ઈશ્વરે મને મૂક ઠપકો આપ્યો કે આ પાકીટ તારે બદલે શોફરે જો પાડી નાખ્યુ હોત તો તુ શુ કરત તેનો વિચાર કર ત્યારે મને ખાતરી થઈ ગઈ, કે હુ વિચારશીલ નથી, અને અસયમી છુ જીવદશા જ એવી છે, કે અસાવધતા તેના અનેક તાણેવાણે રહી છે પરમ કૃપાળુ પરમાત્માની કૃપા એ જ એક સાવધતા છે, તે સિવાય બીજી કોઈ પણ સાવધતા જીવને હોતી નથી ડગને ને પગને ઈશ્વર સિવાય બીજી કઈ સત્તા આપણને બચાવે છે?

શુચીન્દ્રથી કન્યાકુમારીનો રસ્તો આંખને ઠારે તેવો હતો મારા મનની અદરની સૂતેલી લાગણીઓ ક્ષણે ક્ષણે જાગતી ઊઠતી મારો કોઈ પૂર્વજ – બસો, પાચ સો હજાર કે દેઢ હજાર વર્ષ ઉપર શુ અહીં નહિ આવ્યો હોય? એ પૂર્વજની સ્મૃતિધારા શુ મારા મનોમયમા ખેચતી નહિ હોય? ભારતના પાદારવિંદ તરફ કઈ અદૃષ્ટ સત્તા મને ખેચી જતી હતી? શા માટે ખેચી જતી હતી! આવા આવા વિચારોના વમળમાં

જમી રહ્યા પછી રામકૃષ્ણ મિશનના તથા આર્યસમાજના બે કાર્યકરો આવ્યા. તેમને યથાશક્તિ સંતોષ આપી અમે બધાં લટાર મારવા નીકળ્યાં. પૂર્ણિમા હતી એટલે સમુદ્ર અને પૃથ્વી બંને ઉપર પ્રકાશના સાગરની છોળો ઊડતી હતી. લગભગ એકાદ કલાક સુધી અમે કન્યાકુમારીના કાંઠાની પ્રકાશલીલા જોયા કરી.

ધર્મશાળાની બહાર ચોગાનમાં આજે મોટો ઉત્સવ હતો. સુંદર મંડપ બાંધ્યો હતો અને માનવમેદની જામી હતી. અમે બધાં ત્યાં ગયાં. બે–ત્રણ અભિનેત્રીઓ છેક મદુરા અને ત્રિવેન્દ્રમથી ખાસ આવી હતી અને ઉત્સવમાં ગાવાની હતી. એક જાણીતો ગાયક પણ આવ્યો હતો. રાતના બાર વાગ્યા સુધી અમે સંગીત સાંભળ્યું. પછી દેવ–દેવીનો વરઘોડો નીકળ્યો. ઝૂલતા હાથી ઉપર શંકર અને પાર્વતીને બેસાડીને પૂજારીઓ ધામધૂમ સાથે ચાલવા લાગ્યા. દક્ષિણનાં મંદિરમાં દરરોજ દેવ–દેવીઓના આવા વરઘોડા નીકળે છે. મૃદંગ, પખવાજ, શરણાઈ, કરતાલ, ઝાંઝ વાગતાં હોય અને સવારી નીકળતી હોય તે વખતનો દેખાવ દબદબા ભરેલો લાગે.

વરઘોડો જોઈ મોડી રાતે અમે લંબી ખેંચી અને બીજે દિવસે સવારે ઊઠયાં ત્યારે તો વરસાદ શરૂ થઈ ગયો હતો. અમે બિસ્તરા અને સામાન મોટરમાં નાખીને કેપ હોટેલમાં ઊપડ્યાં ત્યાં તો મેઘરાજા ગાંડાતૂર બની ગયા. અમે બે કમરા લીધા અને અંદર પુરાયાં તે પુરાયાં. આખો દિવસ વરસાદે તૂટે રાખ્યું. રાતે સૂતાં અગાઉ લાઉન્જમાં બેઠાં ત્યાં અમારા મિત્ર કૌશિકભાઈ શેઠ અને તેમનાં પત્ની તથા મિત્રોનો ભેટો થયો. એમણે અમારા રથરાજની સહુથી પહેલી ખબર પૂછી, કેમ કે એમના પ્રતાપે અમે એને બીલીમોરાથી અહીં સુધી લાવી શક્યાં હતાં. શ્રી. કૌશિકભાઈના અનાયાસ ભેટાથી અમે બધાં ઘણાં ખુશી થયાં અને

માંડ્યો અને આખી રાત પલળીને ઠરી ગયેલા રથરાજને હેંડલો મારી મારીને જાગતો કર્યો. એ પણ મારે મન તો એક દેવ જ હતો. એની પણ અમારે પૂજા કરવી જોઈએ અને આરતી ઉતારવી જોઈએ એવું મને લાગ્યું; પણ એ વિચાર હું જણાવું તે પહેલાં તો એ ઘૂઘવવા લાગ્યો. ઝરમર ઝરમર વરસાદમાં અમે કન્યાકુમારીને છેલ્લા પ્રણામ કરી ચાલતાં થયાં ત્યારે સવારના સાત વાગ્યા હતા. અમારો કાર્યક્રમ બાર વાગ્યા સુધીમાં મદુરા પહોંચવાનો હતો. મદુરા દોઢ સો માઈલ દૂર હતું અને રથરાજ આનંદમાં લાગતો હતો એટલે અમને ખાતરી હતી, કે બાર વાગ્યા સુધીમાં અમને મદુરાનાં દેવી મીનાક્ષીનું ગોપુરમ્ જરૂર દેખાશે. અમારા ઉતારા વગેરેની વ્યવસ્થાનું અમે એક મિત્ર દ્વારા ગોઠવી લીધું હતું એટલે નિરાંત લાગતી હતી.

પડ્યો પડ્યો હું મારી હસ્તીની કાળમર્યાદાની પારનો આનંદ અનુભવી રહ્યો હતો.

કન્યાકુમારી આવી પહોંચ્યું અને સમુદ્રની અનંતતા આકાશના ઘુમ્મટમાં સંતાઈ જતી દેખાતી હતી.

કેપ હોટેલમાં ઊતરવાનું નક્કી કર્યું હતું, પણ નસીબે યારી આપી નહિ. હોટેલ ભરેલી હતી અને કાલ સવાર સુધી જગ્યા મળે તેમ નથી એવું મેનેજરે કહ્યું, એટલે નિરાશ થઈ અમે મંદિરની ધર્મશાળામાં પડાવ નાખ્યો. ધર્મશાળા ધર્મશાળા જેવી હતી એટલે ગમા–અણગમાનો સવાલ અપ્રસ્તુત હતો. એક રાત કાઢી સવારે કેપ હોટેલમાં જવાનું હતું એટલે થોડો સામાન ધર્મશાળામાં લાવી બાકીનો અમે કેપ હોટેલમાં જ રાખ્યો.

કન્યાકુમારીનું મંદિર ઘણું પ્રાચીન છે. મંદિરમાં ખાસ આકર્ષણ જેવું તો કાંઈ નથી, પરંતુ સમુદ્રના રળિયામણા કાંઠાને લીધે અને ભારતની જમીનનો છેડો છે તે વિચારે અમને તે આકર્ષક લાગવા માંડ્યું. સામાન ગોઠવી અમે બધાં મંદિરના છેડે સમુદ્ર ઉપર આવેલા મંડપમાં જઈ પહોંચ્યાં. હિંદી મહાસાગર, અરબી સમુદ્ર અને બંગાળનો ઉપસાગર – ત્રણે ઘૂઘવતા હતા. અમે બધાં મંડપનાં પગથિયાં ઊતરી સમુદ્રમાં પાદપ્રક્ષાલન કરવા લાગ્યાં. દરિયામાં પગ બોળીને હું ઉત્તર દિશા તરફ જોતો ઊભો. ભારત માતા મારી સામે ઊભી હતી. મને એનું મનોહર મસ્તક – કાશ્મીર – યાદ આવ્યું. મનને શાંતિ થઈ, કે કાશ્મીરથી કન્યાકુમારીસુધીનું મેં મારી જન્મભૂમિનું અખંડ દર્શન કર્યું હતું. કલ્પનાનો અશ્વ કાશ્મીરથી પંજાબમાં દોડતો હતો. મને પંજાબની નદીઓ દેખાઈ અને વિપાશા, વિતસ્તા, શતદ્રુ અને સિંધુના તટ ઉપરના વેદકાળના ઋષિઓ દેખાયા. ઋગ્વેદની ઋચાઓ હું સાંભળતો હતો. ત્યાંથી મારો ઘોડો કુરુક્ષેત્ર, હસ્તિનાપુર અને ઇન્દ્રપ્રસ્થ આવી પહોંચ્યો અને મહર્ષિ વ્યાસને મેં મહાભારતની મહાકથા કહેતાં સાંભળ્યા.

રામચન્દ્રજીની સેનાને લકા તરફ કૂચ કરતી પણ જોઈ કલ્પના ઉપર વાદળ ઘેરાયુ અને ચાલ્યુ ગયુ ત્યા ઉજ્જયિનીમા કાલિદાસને જોયો અને એને મોએ કુમારસભવ અને રઘુવશ સાભળ્યા એ વાણી સાંભળીને મને રસસમાધિ ચડી અને સમુદ્ર મારા પગ સાથે અફળાયા કર્યો હુ ધારુ છુ, કે હુ મને સદતર ભૂલી ગયો હતો લગભગ પાચેક હજાર વર્ષનો ગાળો મારી એ પાચ મિનિટમા સમાઈ ગયો

આખરે મે ઉત્તરેથી મારુ મો દક્ષિણ તરફ ફેરવ્યુ ભારત ભૂમિનુ યશોગાન કરતો સાગર ગર્જતો હતો ત્યારે મને સમજાયુ, કે પેલી પાચ મિનિટમા યશોધર 'યશોધર' મટી સાગર બની ગયો હતો સાગરને જે વાચા હતી તેમા મારી ભાવના ભરી હતી મારી ભાવનાને વ્યક્ત કરવા મારી પાસે વૈખરી નહોતી વૈખરી સાગર પાસે હતી આવી રસોર્મિને હુ સમાધિ કહુ છુ અને જીવનમાં એવી પદર–વીસ મિનિટો મે આજ સુધી અનુભવી છે તે ઉપરથી હુ એમ માનુ છુ, કે જિદગી આવી ક્ષણોને અર્થે જ છે

મારા પત્નીની સાથે કન્યાકુમારીના મદિરમા જઈ મે માતાજીના દર્શન કર્યાં શ્રદ્ધાની બાબતને ચર્ચાનો વિષય ન કરવો એવો નિયમ મે અમારા લગ્ન પછી કરી નાખેલો, જે અત્યાર સુધી પાળ્યો છે

કન્યાકુમારીમા કુમારી પાર્વતી, શકરના આગમનની રાહ જોતા ઊભાં છે એવા ભાવની મૂર્તિ છે કોમળ મનોભાવોને ધાર્મિક રૂપ આપવાની હિંદુઓની અજબ શક્તિથી દરેક દેશના ચિતકો આશ્ચર્ય પામ્યા છે દેવ–દેવીઓની સૃષ્ટિ કાલ્પનિક હોવા છતા મનોવિજ્ઞાનની દૃષ્ટિથી સત્ય છે એવુ માનસશાસ્ત્રના ઊડા અભ્યાસીઓ માને છે.

અમારા મહારાજે આજે સારુ ભોજન તૈયાર કર્યું હતુ ધર્મશાળામા ઓટે બેઠે સમુદ્ર જોતા જોતા અમે જમતા હતા સમુદ્રની અદર લગભગ બે ફર્લાંગ દૂર એક મોટો ખડક હતો સ્વામી વિવેકાનદ ત્યા સુધી તરીને ગયા હતા એવુ મદિરના એક માણસે કહ્યુ

## ૧૯. મીનાક્ષી અને સુંદરેશ્વર

બરાબર બાર વાગે અમે મદુરા પહોંચ્યાં. રાબેતા મુજબ અમે સહુ પહેલાં તો રેલવે સ્ટેશને ગયાં અને ત્યાં જઈ મારા વકીલ મિત્ર ભાઈ ભાનુપ્રસાદને સાસરે ફોન કર્યો. એમના સાળા અમને લેવા સ્ટેશને આવી પહોંચ્યા અને ત્યાંથી અમે શ્રી. ચિમનભાઈ મોદીને ઘેર રવાના થયાં; ત્યારે મને ખાતરી થઈ, કે મિત્રના સાસરે મહેમાન બનવું તે ભાગ્યશાળી માણસનું લક્ષણ છે.

ભાઈ ચિમનલાલ મોદી લગભગ ત્રીસેક વરસથી મદુરામાં કાપડનો ધંધો કરે છે અને પોતાની કુશળતા અને પ્રામાણિકતાથી સારી આબરૂ ધરાવે છે. એમનાં પત્ની અને બીજાં કુટુંબીજનોએ અમારું આતિથ્ય કરવામાં કશી કમીના રાખી નહિ. રસોઈ એવી સરસ હતી કે હું ધારું છું કે અમારા બધાંથી વધારે પડતું જમાઈ ગયું.

મદુરામાં રાત રોકાવાનો અમારો વિચાર નહોતો. રાતની ટ્રેનમાં રામેશ્વર જઈ દર્શન કરી ત્રીજે દિવસે પાછા ફરવાનું ગોઠવ્યું હતું. રામેશ્વર સુધી મોટરનો રસ્તો નહિ હોવાથી અમે રથરાજને શ્રી. ચિમનભાઈને આગ્રહે મૂકી રાખ્યો. રામેશ્વર જવાની ટ્રેન રાતે મોડી ઊપડતી હોવાથી અમે જમ્યા પછી મદુરા નગરી અને મીનાક્ષીનું મંદિર જોવાનું પતાવી દેવાનો કાર્યક્રમ ઘડ્યો.

મદુરા ઘણું પ્રાચીન નગર છે અને રોમન સમયના સિક્કાઓ

ત્યાંથી મળી આવ્યા છે એટલે રોમ સુધી એનો વેપાર ચાલતો હશે એવુ મનાય છે દક્ષિણનુ આ મોટુ વ્યાપારી મથક છે અને ગુજરાતીઓ સારા પ્રમાણમા અહીં વેપાર કરવા આવેલા છે અહીં સૌરાષ્ટ્રના વતનીઓ પણ વસે છે અને લગભગ હજારેક વરસ અગાઉ અત્રે આવેલા એ સૌરાષ્ટ્રીઓ અત્યારે તો ભાષા કે પહેરવેશ કશાથી અહીં ના વતનીઓથી જુદા પડી આવતા નથી

મદુરાના સૌરાષ્ટ્રીઓ મૂળ વિજયનગરમા વસેલા અને વિજય નગરના સામ્રાજ્યના પતન પછી મદુરામાં આવેના એવુ કહેવાય છે આ વાતને પણ ચારસો પાંચસો વર્ષ તો થયાં જ હશે એમની ભાષા તથા રિતરીવાજ અગેની ભરપૂર અને રસિક માહિતી પ્રા ઈશ્વરલાલ દવેના 'દક્ષિણ ભારતના સૌરાષ્ટ્રીઓ'મા મારા વાંચવામા આવી છે

મીનાક્ષીના મદિરે શ્રી ચિમનભાઈના સુપુત્ર અમને લઈ ગયા જે મદિર જોવાને હું વર્ષોથી ઉત્સુક હતો તે આખરે મારી નજરે પડ્યુ આવી વસ્તુઓનાં વર્ણનો વાચવાં કે લખવા એ પ્રવૃત્તિ નીરસ નહિ તો નિરર્થક તો મને હમેશા લાગી છે મીનાક્ષીનું મદિર એના નામ જેવુ જ આકર્ષક લાગ્યુ મદિરના દક્ષિણ ભાગમા મીનાક્ષી એટલે કે પાર્વતીનુ મદિર છે અને ઉત્તર ભાગમાં સુદરેશ્વરનુ એટલે કે શિવનુ મદિર છે અમે દક્ષિણ બાજુથી દાખલ થયા

અવનવી મૂર્તિઓની મનોહર લીલા વિસ્તરી હતી પાર્વતીની જીવનકથાનો સાર કલાકારે પથ્થરમાં મૂર્તિમત ર્ક્યો છે પાર્વતીનાં શિવની સાથે લગ્ન થયા તે પહેલાં શિવની સાથે તપશ્ચર્યા, યુદ્ધ અને પછી દાંપત્ય, પછી તેમના પુત્ર સુબ્રહ્મણ્યનો જન્મ અને ત્યાર પછીનાં પ્રસગો આલેખનાર સ્થાપત્યનો જાણે કાલિદાસ જ લાગતો હતો

મને સુગ્રીવ ને વાલીની મૂર્તિઓ યાદ રહી ગઈ છે મને પેલી લનાટતિનકવાળી મૂર્તિ પણ યાદ રહી ગઈ છે મને પાંડવો યાદ રહી ગયા છે

સૌથી વધુ તો મને ત્યાં આવતી જતી અસંખ્ય માનવધારા યાદ રહી ગઈ છે. હિંદુ ધર્મનો જાદુ હું એકાગ્ર ચિત્તે જોતો હતો. હિંદુ ધર્મ આ મંદિરની પાષાણવાળી તથા મનુષ્યરૂપધારી મૂર્તિઓમાં વહેતો હતો. એમાં મૂર્ત અમૂર્ત, બધા ભાવો દૃષ્ટિગોચર થતા હતા. દેવી મીનાક્ષીના દર્શન કરી અમે શિવજીનાં દર્શન કર્યાં. આવી સુંદર, પ્રભાવ-શાળી અને પ્રેમાળ પત્નીનો પતિ મને ભાગ્યશાળી લાગ્યો.

પાછો વરઘોડો નીકળ્યો. દક્ષિણમાં દેવદેવીઓ વારંવાર પરણ્યાં જ કરે છે, અને તે પણ એકના એક પતીપત્નીની સાથે !

મીનાક્ષીના મંદિરમાં કૌશિકભાઈ તથા સુમિત્રાબહેન મળી ગયાં. અડધો કલાક સુધી અમે બધાંએ દક્ષિણના રીત – રીવાજ, ભાષા અને ખોરાકની વાતો કરી. પછી એમનાંથી છૂટાં પડી અમે બહાર ઘૂમવા નીકળ્યાં. મીનાક્ષીના મંદિરનું ચોતરફ ફરતું બજાર દક્ષિણના રંગો બતાવતું હતું. ઉત્તર ભારતના અને દક્ષિણ ભારતના રંગો સરખાવતું મારું મન રામેશ્વરમાં રમતું હતું.

ચિમનભાઈને ત્યાં આવી જમી પરવારી અમે સ્ટેશને આવ્યાં. રામેશ્વર સીધી જતી એક જ ટ્રેન હતી. એમાં ઉપલા વર્ગો આગલાં બે સ્ટેશનો સુધી જ હતા, એટલે થર્ડ ક્લાસની મુસાફરી કરવાની અમારે ભાગે આવી હતી. ટ્રેન ચીકાર હતી અને તામિલો ધક્કામુક્કી કરતા ધસારો કરતા હતા. અમને બેસવાની જગ્યા મળી તો ખરી પણ રામેશ્વર સુધી જીવતાં પહોંચાશે કે કેમ એની મને શંકા હતી. આવે વખતે આપણે લોકોનાં ટીકા અને તિરસ્કાર કરીએ તે અયોગ્ય છે. લોકોને ન છૂટકે મુસાફરી કરવી પડે છે અને રેલવેનું તંત્ર પોતાની ફરજ પગાર ધરભેગો કરવા પૂરતી જ માને છે. હાડમારી એ લાંચ–રુશવતનું મૂળ છે. રેલવેના અધિકારીઓ લોકોની હાડમારીઓ ઓછી કરવામાં નિરુત્સાહી હોય તે વસ્તુ આપણા ધાર્મિક પરંતુ અનીતિમાન દેશમાં સમજી શકાય તેમ છે. આ દેશમાં આટઆટલા સંતો પાકયા પણ રેલવેવાળાઓ તથા પોલીસવાળાઓ ઉપર તેમના ઉપદેશની કશી

અસર થઈ નહિ તે બતાવે છે કે એ બે ખાતાઓ નીતિ સિવાય બીજુ બધુ જ પચાવી શકે છે

માનમદુરાઈ કે એવા કોઈ જંકશને અમારી ટ્રેને ધામા નાખ્યા એ ધામા એક કલાકને બદલે ત્રણ કલાકના થયા થર્ડ કલાસની મુસાફરીએ અમે બધા પરેશાન થઈ ગયા હતા. આંખો ઊંઘથી ઘેરાઈ હતી પણ ઊંઘવુ કયાં? રામેશ્વરની યાત્રા હમેશને માટે યાદ રહી જાય એવુ આ વીતક હતુ મારુ માથુ ભમતું હતુ અને નગણાઈમાંથી ક્રોધ ભભૂકતો હતો હું રેલવે-તંત્રને મનમા ચોપડ્યા કરતો હતો થર્ડ કલાસમા મુસાફરી કરવાની અમારી બનેની દુર્મતિના કારણે અમારા મન અને શરીરની દુર્ગતિ થઈ રહી હતી અમે આ ટ્રેન મૂકી દઈ બીજી કોઈ ટ્રેનની તપાસ કરી પણ ઉપના વર્ગની બીજી કોઈ ટ્રેન આવતી કાલ બપોર સુધી હતી નહિ અને જે હતી તેમા અધવચથી જગ્યા મળતી નહિ.

જે અગવડથી મનની શાતિ અને પ્રસન્નતા ચાલ્યા જાય તે અગવડને વેઠવામા હુ માનતો નથી તપ અને તિતિક્ષા માટે ધીમે ધીમે ટેવ પાડ્યા વગર એકદમ હામ બીડવી તે ઠીક નહિ

દુખે સુખે બીજે દહાડે સવારે અમે રામેશ્વર પહોચ્યા મરણતોલ હાલતમા ઊતરી સહુ પહેલા તો સ્ટેશનની એક રિટાયરિંગ રૂમ લઈ લીધી અને વળતાની ફર્સ્ટ કલાસની ટિકિટો પણ ખરીદી લીધી, જેથી પછી સતાપવુ ન પડે રિટાયરિંગ રૂમ અમને બકિંગહામ પેલેસ જેવી લાગી! આત્મા પ્રસન્ન થઈ ગયો અને ગરમાગરમ ચા તથા ટોસ્ટ વગેરે આવ્યુ એટલે બધુ દુખ ભુલાઈ ગયુ પછી રામેશ્વર ભગવાન સાંભર્યા કોણ કહે છે કે આપણુ શરીર રામેશ્વર ભગવાન નથી? નખથી શિખ સુધી મે મારા રામેશ્વર ભગવાનને ખૂબ નવડાવ્યા અને પછી એમને વાઘા સજાવી શય્યામા પોઢાડ્યા રામેશ્વર ભગવાન સૂઈ ગયા સહુએ પોતપોતાના રામેશ્વર ભગવાનને આરામ અને સુખ આપ્યા.

## ૨૦. રામેશ્વર

દસ – અગિયાર વાગે બે ટાંગા કરી અમે ભગવાનના મંદિરે પ્રયાણ કર્યું. મારા કેટલાય પૂર્વજો અહીં આવી ગયા હશે તેથી કે ગમે તે કારણે પણ મને અહીં કશું નવું લાગતું નહોતું.

રામચંદ્રજીએ રાવણનો વધ કરી, લંકા જીતી, સીતાની સાથે અહીં મુકામ કર્યો હતો. રાવણ હતો મોટો શિવભક્ત. રામચંદ્રને ખૂબ દુઃખ થયું કે પોતાના હાથે ભગવાન શંકરના ભક્તનો નાશ થયો. તેઓએ શંકરની સ્તુતિ કરી. ભગવાને દર્શન દીધાં અને કહ્યું કે જ્યાં તમે અને સીતા બેઠાં છો ત્યાં સમુદ્રની વેળુથી મારા બાણની સ્થાપના કરો. તમારું પાપ મેં બાળી મૂક્યું છે. ભગવાન શંકરનાં વેણ સાંભળી રામચંદ્રજીનો શોક ઊતરી ગયો અને સીતાની સાથે તેમણે મોટો યજ્ઞ કરી શંકરના બાણની તે જ જગ્યાએ સ્થાપના કરી. એ જગ્યાનું નામ છે રામેશ્વર.

આ રીતે જો જુઓ તો રામેશ્વર એ ભારતીય દિગ્વિજયનું ચિહ્ન છે. ભારતીય સામ્રાજ્યનો વિસ્તાર લંકા પર્યંત આર્ય મહારાજા રામચંદ્રે કેવી રીતે કર્યો તેની ગાથાનું નામ રામાયણ. રાજ્યનો વિસ્તાર અને ધર્મનો વિજય આર્યોને મન એક જ વસ્તુ હતી.

રામેશ્વરના મંદિરની વિશાળતા જોતાં આપણી આંખો ઠરી જાય! આર્યોના સામ્રાજ્યની વિશાળતા સમજાવવા સારુ તો એ નહિ હોય? જેટલા થાંભલા એટલા વિજયસ્તંભો.

સૌરાષ્ટ્રના ખેડૂતોને લઈ એક સ્પેશિયલ ટ્રેન આવી હતી ટોળાબંધ સ્ત્રી – પુરુષો 'જય રામેશ્વર દાદા' કરતા આવી પહોચ્યા એ બધાં નિર્વ્યાજ અને ભક્તિભાવી દેશબાંધવોની આખોમા 'દાદા' માટે અનન્ય ભાવના ભરી હતી પહેર્યે લૂગડે કુડમાં સ્નાન કરી તરબોળ બનેના એ સૌરાષ્ટ્રી સ્ત્રી – પુરુષોને જોઈ હુ મને કૃતકૃત્ય માનવા લાગ્યો એમની દરેકની આખોમા હું રામેશ્વર ભગવાનના દર્શન કરી રહ્યો હતો

અમે બધા મ દિરમા આવી પહોચ્યા રામેશ્વરનું લિગ એક વેત કરતા વધુ ઊંચુ ન લાગ્યુ આખુ ભારત એનાં દર્શન કરવા આજે આઠ – દસ હજાર વર્ષથી કેમ હેને ચડતુ હશે એ સમજવા માટે મારા ભણતરે મને સર્વથા નાલાયક કરી મૂકયો હતો

રાજીવ અને પાર્થીને તો શ ખ, કોડીઓ ને છીપનામાં રસ હતો મ દિરની અ દર આ બધી વસ્તુઓની દુકાનો આવેલી છે શ ખ વગેરે સિલોનથી આવે છે અને રામેશ્વરના શ ખ તરીકે વેચાય છે અમે બધી વસ્તુઓ ખરીદ્યાનો સ તોષ અનુભવ્યો અને પછી 'પુરશોતમ' મહા રાજની ધર્મશાળામા જમવા સારુ રવાના થયા પુરશોતમ મહારાજ –સૌરાષ્ટ્રના બ્રાહ્મણ–ઘણા વર્ષો પહેલા રામેશ્વરમા આવી ઠરીઠામ થયેલા ત્યાં પહોચ્યા પછી અમને દુ ખદ સમાચાર મળ્યા કે પુરશોતમ મહારાજ ત્રણ–ચાર દિવસ ઉપર ગુજરી ગયા હતા

ધર્મશાળામાં ગુજરાતીઓ આવીને જમી જાય છે અને પોતાની ઈચ્છા પ્રમાણે ધર્માદા ખાતે રકમ આપતા જાય છે ધર્મશાળામાં અન્નક્ષેત્ર છે મુંબઈના કેટલાક ગુજરાતીઓને મળીને સાથે જમી અમે છૂટા પડયાં ત્યાંથી અમે રામેશ્વરની આસપાસ ઘૂમવા ઊપડ્યા મારી ઈચ્છા કોઈ વિદ્વાન પુરોહિતને મળવાની હતી એવા એક વિદ્વાનનો પત્તો મેળવી હુ તેમને મળવા ગયો અને રામેશ્વરની પૂજાના વૈદિક તથા પૌરાણિક અ ગો જાણવા સવાલ પૂછ્યા પુરાણીજી સ સ્કૃતના પ્રખર વિદ્વાન નીકળ્યા મૂળ તેઓ મહારાષ્ટ્રથી આવેલા એમણે મને સસ્કૃતમા

બધું સમજાવવા માંડ્યું. હું હિંદીમાં પૂછું અને તેઓ સંસ્કૃતમાં ચલાવે. ભૂલ મૂળ મારી હતી. મેં શરૂઆતમાં એક સવાલ, અને તે મહા પ્રયાસે, સંસ્કૃતમાં પૂછ્યો. મને એમણે સારી એવી શિક્ષા કરીને સીધો કર્યો. આવું મારે પચીક વર્ષ પહેલાં કાશ્મીરમાં માર્તંડમાં બન્યું હતું. મારું સંસ્કૃત પહેલા એક વાક્યથી કદી આગળ મુસાફરી કરી શકતું નથી તે જાણ્યા છતાં હું આવી ભૂલો કરી બેસું છું અને પછી શિક્ષા પામું છું

શાસ્ત્રીજીએ જે બધું કહ્યું તે હું સમજ્યો છું એવો ભાવ વ્યક્ત કરી એમને એક રૂપિયો દક્ષિણા આપી મેં વિદાય લીધી. એમની દક્ષિણા તે મને થએલી શિક્ષા જ હતી, બીજું કશું નહોતું.

રામેશ્વર મને ખાસ ગમ્યું નહિ. એનો દરિયો પણ મને તો માલ વગરનો લાગ્યો. પણ એમ તો મને આ આખી દક્ષિણની મુસાફરીમાં ખાસ કાંઈ ગમ્યું નથી, સિવાય કે શીરડી અને સાંઈબાબાનું સ્થાન. એનો ઉલ્લેખ વળી આગળ ઉપર થશે.

રામેશ્વર ભગવાનનાં ફરી પાછાં સાંજે દર્શન કર્યાં. પુષ્પોથી ભરેલા ભગવાન સુંદર લાગતા હતા. ફૂલોના એ ઢગલામાં ભારતનું હૃદય ઠલવાયું હતુ. ભગવાનને મેં નમસ્કાર કર્યા અને મારી સાથે ઉજ્જૈન આવવા વિનંતી કરી. મને આસ્તિક બનાવનારાં મારાં પત્નીનો આભાર માની મેં પણ થોડાં ફૂલ લઈ ભગવાન ઉપર ચઢાવવા મોકલી આપ્યાં.

રામેશ્વરના રહસ્યની ચાર આનાવાળી બેત્રણ ચોપડીઓ લઈ અમે સ્ટેશન તરફ ચાલવા માંડ્યું. અમારી ટ્રેન રાતે ઊપડવાની હતી પણ અમારો વિચાર ગઈ કાલનો બાકીનો થાક ઉતારવા લંબી ખેંચવાનો હતો. ચાપાણી પી અમે લંબી ખેંચી.

બેત્રણ કલાકના આરામ પછી ઊઠ્યાં ત્યારે સૂરજ નમી ગયો હતો. અમે લટાર મારવા બહાર નીકળ્યાં. સૌરાષ્ટ્રી ભાઈ–બહેનોએ પ્લેટફોર્મ ઉપર રાસ ઘૂમવા માંડ્યા હતા. એ દૃશ્ય અડધોક કલાક

જોઈ અમે જમવાનો પ્રબંધ કરવામાં પડ્યા. અમારા મહારાજ સરદારજીએ સારી રસોઈ કરી હતી તેથી અમને પરમાનંદ હતો. '

જમી પરવારી અમે નાળિયેરના પાણીની શોધ ચલાવી. સારા નસીબે એક નાળિયેરવાળો મળી ગયો. રામેશ્વરનાં નાળિયેર સારાં હતાં. પાણી એટલું બધું મીઠું હતું કે અમને લાગ્યું કે દેવાધિદેવે અમારા ઉપર કૃપાકટાક્ષ કર્યો હતો.

રાતના દસેક વાગ્યે ટ્રેન આવી પહોંચી અને અમારા ફર્સ્ટ કલાસના ડબ્બાને સાફસૂફ કરાવી, બત્તીઓ થાય છે કે નહિ તેની ખાતરી કરી તથા અમારા નામનાં લેબલ બરાબર તપાસી, અમે ગોઠવાયા.

મારે કહેવું ઘટે કે જે દુઃખ અમે આવતી વખતે અનુભવ્યું હતું તે ભૂલી જવાયું અને આનંદપ્રમોદ કરતાં અમે મદુરા તરફ રવાના થયાં.

## ૨૧. કોડી કેનાલ

**મ**દુરા સવારે પહોંચ્યા તે જ દિવસે અમારે કોડી કેનાલ જવું હતું પણ બે દિવસનો થાક હતો એટલે રાત મદુરામાં ગાળી બીજી સવારે અમે કોડીનો રસ્તો પકડ્યો. ભાઈ શ્રી ચિમનલાલ મોદીના સૌજન્યથી અમારો મુકામ સગવડવાળો હતો અને એમને ત્યાંની સ્વાદિષ્ટ રસોઈ અમે સારી પેઠે પેટમાં ભરી લીધી. તે દિવસે તીરૂમલ નાયક નામના રાજાનો મહેલ જોયો તથા ફરીથી એક વાર મીનાક્ષીનું મંદિર જોયું. રથરાજને સર્વિસ કરાવી તાજોમાજો કર્યો હતો અને કોડીનો પહાડ ચડતાં એ બીમાર નહિ પડે એવી પ્રાર્થના સાથે અમે પ્રયાણ કર્યું.

મદુરાથી નીલકોટ્ટાઈ અને ત્યાંથી કોડીકેનાલ, એ રીતે જવાનું હતું અને સિત્તેર માઈલનો આશરો ત્રણેક કલાકમાં કાપી નાખીશું તેવી ધારણા હતી. ખુશનુમા સવાર હતી એટલે આશાભર્યા અમે નીકળ્યાં.

રથરાજ પૂરપાટ દોડવા લાગ્યો અને જોતજોતામાં, લગભગ એકાદ કલાકમાં તો પલનીના આંખો ઠારી નાખે તેવા લીલાછમ અને વાદળી પહાડો દૃષ્ટિએ પડ્યા. ગંગુવર પટ્ટી આવી પહોચ્યું અને ત્યાંથી કોડીનો ચડાવ શરૂ થતો હતો. અમે કોફી પીવા નીચે ઊતર્યાં.

દૂર દૂરના પહાડોમાં લીના અને આકાશી રગો ભર્યાં ભર્યાં લાગતા હતા અને સફેદ રેખાઓ જેવુ જે દેખાતુ હતુ તે બધા પનનીના ધોધ હતા. કૉફી ઉપરાંત અમે નાળિયેર પણ પીધા અને હવે કોડી કેનાલ જોઈને દક્ષિણની મનોહર ગિરિમાળાનો એક વધુ મણકો પણ અમારા અનુભવની માળામા પરોવાશે એ વિચારે આનદમા હતા. લગભગ નવેક વાગ્યે અમે ઘાટની ચડાઈ આરભી દસ – બાર માઈલના સતત ચઢાણ પછી કોણ જાણે લીલીછમ વનશ્રીને જોવામા પડ્યો હોય કે એને હિમાલય સાભરી આવ્યાનુ દુ ખ થયુ હોય, ગમે તે કારણે, પણ રથરાજ પાછો વચક્યો

એને ચઢાવી ચઢાવીને અમે થાકી ગયા ડ્રાઈવર છનાજી કહે 'કૉમ્પ્રેશન' નબળુ પડ્યુ છે, મુરારિ વળી બીજી વાત કરે એત્રણ મોટરો પસાર થઈ તેના ડ્રાઈવરો વળી ત્રીજી વાત કરે એકાદ કલાક સુધી રથરાજે અમને દાદ ન આપી

વાક એનો નહોતો, વાક અમારો હતો એજિન ઓવરહૉલ કર્યાં વગર અમે એને બહાર કાઢ્યો હતો પણ હવે થાય શુ ?

મહા પરાણે કનાબ્ના બે માઈલની ગતિથી અમે એને એક નાની સરખી વાડી આગળ આણીને થોભાવ્યો એક યુવાન અને તેના બે – ત્રણ માણસો એ વાડીના બગલામા જતા હતા એ લોકો ઘણા ખાનદાન અને પરગજુ લાગ્યા વાડીનો માલિક યુવાનનો કાકો થતો

થઈ પાછા ઊતરી જવું. રથરાજ ઊતરવાની તો ના પાડે તેમ નહોતું, ચડતાં જ એમને ફીડીઓ ચડતી હતી. એ પ્રમાણે નક્કી કરી હતાશ મને અમે પાછા જવા ઊભા થયા ત્યાં છનાજી કહે, 'મને છેલ્લી કોશિશ કરવા દો, મિસ્ટિક પકડું છું.' અમે એમને 'મિસ્ટિક' પકડવા દીધી. અમને આશા નહોતી પણ કોણ જાણે છનાજીએ કેવુંક કંઈક ઊંટવૈદું કર્યું કે રથરાજને જાગવું પડ્યું. હરિનું નામ લઈને તથા પેલા બંગલાના એક માણસને સાથે લઈને અમે પાછું હાંકવા માંડ્યું. અમારા દિલમાં ધાસ્તી હતી કે રખેને અમારા જોગીરાજ પાછા સિદ્ધાસન લગાવીને અટકી પડે।

કોડી ફક્ત ચૌદ જ માઈલ દૂર હતું. અમે સાત માઈલ કાપ્યા. દશ્યો તો એક પછી એક એવાં તો મનોહર આવે કે આનંદનાં ઝરણાં વહેતાં થાય. સાથે ધાસ્તી પાર વગરની રહે કે રખેને રથરાજ પાછા-ગાંડા બને।

આખરે અમે દક્ષિણના આ મનોહર સ્થળે આવી પહોંચ્યાં. લગભગ બે વાગ્યા હશે. ખુશનુમા હવા, જીવતી સૃષ્ટિ અને બોલતી વનશ્રી મુગ્ધ કરતી હતી.

કોડી કેનાલને હું સુંદર હિલ સ્ટેશન જરૂર કહું. એના પહાડોમાં વાચા છે. ઊટીમાં મને વાચા ન સંભળાઈ. ઊટી કરતાં કોડીમાં મને વધુ વૈવિધ્ય લાગ્યું—તરુવરોમાં, પહાડોની કંદરાઓમાં અને પવનની લહરીઓમાં.

અમે પહેલાં તો ગયાં 'ટુરિસ્ટ હોમ'માં. એ રાત જ્યાં ત્યાં ગાળવી હતી. જગ્યા હસતી નહોતી. અમે ઉદાસ બન્યાં. હોટેલો ભરચક હતી. ત્યાં પાછો અમારા સદ્‌ભાગ્યનો ગ્રહ સીધો પડ્યો. સારા ઉતારાની તપાસમાં આમતેમ મોટર ફેરવતાં હતાં, ત્યાં અમારી અમદાવાદ કોર્પોરેશનના ડે. મેયર અને મારા મુરબ્બી એડવોકેટ શ્રી. ચંદ્રકાંતભાઈ

એ અમને જોયા. તેઓ સહકુટુંબ હવા ખાવા આવ્યા હતા. એમણે અમારી મૂંઝવણ ટાળી અને એક ગુજરાતી હોટેલમાં જગ્યા અપાવી. એ હોટેલ કોઈ રતિભાઈ નામના ગૃહસ્થ ચલાવતા હતા. ચંદ્રકાંતભાઈનો આભાર માની અમે ગાંસડાં પોટલાં સાથે રતિભાઈની હોટેલમાં આવ્યાં અને મિષ્ટાન્ન પામ્યા. દાળ, ભાત, શાક, પૂરી, ખમણ, રાઈતાં—બધી વાતે સહુને લીલાલહેર થઈ ગઈ.

જમ્યા પછી અમે કોડીના સરોવર ઉપર સહેલગાહ કરવા નીકળ્યા. કાર્લ્ટન હોટેલ બરાબર સરોવર ઉપર છે. ત્યાં આગળ મુસાફરો સરોવરમાં સહેલ કરવાનાં હોડકાંઓમાં ચડતા અને ઊતરતા. હોટેલની લોનમાં બેસી અમે કોડીની લિજ્જત માણવા લાગ્યાં.

કોડીનું સરોવર ઘણું આકર્ષક છે. ચારે તરફ નાના નાના ડુંગરા અને વચ્ચે લીલું જળ. કોડીમાં નાજુકતાનું એક પ્રકારનું સંગીત ભર્યું છે. કોડીની મોજ લૂંટી અમે બોટિંગની સફરે ઊપડ્યાં. આ વખતે અમને નૈનીતાલ યાદ આવતું હતું. અહીં બધું હતું પણ – હિમાલય ક્યાં હતો? હિમાલય વગર બધું ફિક્કું લાગતું હતું. લીલોતરી ઘણી પણ સૌંદર્યના ઘૂંટડા જેવા અને જેટલા કાશ્મીર અને કુલુમાં ભરી શકાય તેવા ને તેટલા ક્યાંય ભરી શકાતા નથી. એ રંગો, એ હવા, એ પીડિકા, એ જાદુ, ન અહીં, ન ક્યાંય.

સરોવર ઉપરનું રમણ પતાવી અમે બજાર ઘૂમી સાંજે સાતેક વાગ્યે મુકામે આવ્યાં ત્યારે રતિભાઈએ ગરમાગરમ અને મસાલેદાર ચા આપી.

કોડીમાં અમારો મુકામ ત્રણ રાતનો નક્કી કર્યો હતો. હોટેલમાં અમને એક નવું ઓળખાણ થયું, ભાઈશ્રી ઇનામદાર અને તેમનાં પત્નીનું. એમની સાથે અમે બે દિવસ આનંદમાં ગાળ્યા.

બે દિવસમાં અમે પીલર રોક, શોલા ફૉલ્સ, ફેરી ફૉલ્સ,–

-વગેરે જગ્યાઓ ઘૂમી વળ્યા. વળી એક આપઘાત પોઈન્ટ પણ છે. તે જગ્યાએથી અમે દક્ષિણાપથનો મદુરા પર્યંતનો વિસ્તાર ધરાઈને જોયા કર્યો. એક તરફ ત્રિચિનોપલી અને બીજી તરફ મદુરા અને વચ્ચે વહેતી કાવેરી. આ દશ્ય ચિત્તમાં ચોંટી જાય તેવું હતું.

રતિભાઈ બહુ મળતાવડા માણસ. એમની આગતાસ્વાગતા કરવાની રીતથી ઇનામદાર તથા મહેતા બંને કુટુંબો પ્રસન્ન થઈ ગયાં. રતિલાલ પૂનામાં વેપાર કરે અને ઉનાળામાં કોડીના લહાવા લૂંટે. હોટેલ ચલાવી પોતાનો ખરચો કાઢી પાછા પૂના જતા રહે. અમારી મંડળીને મન રતિભાઈ બે દિવસમાં ઘરના બની ગયા. સરદાર, છનાજી અને રેવાબાઈ પેટ ભરીને જમે – રતિભાઈને ફરી લોટ બંધાવવો પડે એવી રીતે. તેમ છતા રતિભાઈના મોં ઉપરથી હાસ્ય સુકાય નહિ.

## ૨૨. ત્રિચિનોપલ્લી અને શ્રીરંગમ્

હવે અમને થાક ચડ્યો હતો. દક્ષિણની મુસાફરી હવે અમને ઢસરડા સમી લાગતી હતી. મન ઊઠી ગયું હતું. નંદનની ધીરજ લગભગ ખૂટી ગઈ હતી. એને અમદાવાદમાં મૂકેલાં એનાં માકડાં, ચકલાં, પોપટ અને કૂતરાં યાદ આવતાં હતાં. સતત્ મોટર–મુસાફરીથી હવે બધાંને કંટાળો પણ ચડ્યો હતો. અમારી કમિટી નિર્ણય કરવા બેઠી. છનાજીને રથરાજની ચિંતા હતી. મદ્રાસ જઈ ત્યાંથી બેંગલોર થઈ મુંબઈ પહોંચવાનો મૂળનો કાર્યક્રમ રદ થયો. તેમ કરવાથી કુંભકોણમ્ અને ચિદંબરમનાં મંદિરો જોયા વગરનાં રહી જશે તેથી જરા ખેદ થયો, પણ બહુમતી અહીંથી જ પાછા ફરવાની તરફેણમાં હતી. મેં એક ઠરાવ મૂક્યો. આટલે સુધી આવ્યા છીએ તો ત્રિચિનોપલ્લી અને શ્રી-રંગમ્ સુધી જઈ ત્યાંથી સેલમ થઈ બેંગલોર ચાલ્યા જવું. આમ કરવાથી પચાસ–સાઠ માઈલનો વધારો થતો હતો અને એક રાત વધતી હતી. બધાંને મારી વાત પસંદ પડી અને છનાજીએ કહ્યું કે 'ડાન્જર' એટલે કે ભય નથી એટલે અમે વહેલી સવારે કોડીથી ડિંડિગુલનો રસ્તો પકડી ત્યાંથી ત્રિચિના સરિયામ રસ્તા ઉપર સ્ટેશન વેગન મારી મૂક્યું. આ રસ્તો સારો અને સીધો હતો અને ડિંડિગુલથી ત્રિચિના સાઈઠ માઈલ કાપતાં અમને દોઢથી વધુ કલાક થયો નહિ.

હવે અમે તામિલ સંસ્કૃતિના ભરચક પ્રદેશમાં જઈ રહ્યાં હતાં.

ત્રિચિનોપલ્લી પહોંચી તો ગયા પણ ઊતરવાની જગ્યા ન મળી ડાકબંગલામાં કે ન મળી ગેસ્ટ હાઉસમાં. કમનસીબે હોટલો પણ ફુલોહાઉસ ભરેલી હતી. મારે નાણાં જોઈતાં હતાં એટલે ચેક વટાવવા હું સ્ટેટબેંકના એજન્ટ પાસે ગયો. એમણે ખાસ તસ્દી લઈને એક હોટલમાં અમારી વ્યવસ્થા કરાવી આપી. ત્યાં જઈ સરસામાન મૂકી અમે દિવસ આથમે તે પહેલાં શ્રીરંગમ્‌નું મંદિર જોવા ઊપડ્યાં. સાથે અમે એક ભોમિયો લઈ લીધો હતો.

ત્રિચિ કાવેરીના કાંઠે આવેલું નગર છે. ત્રિચિનો કિલ્લો જોવા લાયક છે. અમે તે જોયો. એની આસપાસ ગીચ વસ્તી છે તથા બજાર છે. શહેર જૂનું છે. અંગ્રેજ અને ફ્રેંચ સત્તા વચ્ચેની સાઠમારીનું ઐતિહાસિક સ્થળ તે ત્રિચિનોપલ્લી. દક્ષિણ ભારતમા ફ્રેંચોને હરાવી અંગ્રેજો કેવી રીતે સત્તા પર આવ્યા તે આખો ઇતિહાસ રોમાચક છે.

અમારે શ્રીરંગમ્‌ના મંદિરે જવું હતું. રંગનાથ કહેતાં વિષ્ણુ ભગવાનની વિખ્યાત મૂર્તિનાં દર્શન કરવાં હતાં. શ્રીરંગમ્ કાવેરી નદી વચ્ચે એક બેટ છે અને ત્રિચિથી સાત માઈલ દૂર છે. શ્રીરંગમ્‌નુ મંદિર ઘણુ વિખ્યાત છે અને તેની અંદર રંગનાથની મૂર્તિ અદ્વિતીય ગણાય છે. આ સ્થાન શ્રીવૈષ્ણવો કહેતાં રામાનુજાચાર્યના અનુયાયીઓની પવિત્ર જગ્યા છે. રામાનુજ એટલે વિશિષ્ટાદ્વૈત દર્શનના મહાન પ્રવર્તક. તેમનો સમય ઈ. સ. ૧૦૧૭ની આસપાસ. તેમનું આયુષ્ય ૧૨૦ વર્ષનું હતું. તેમનું હૃદય ભક્તિપ્રચુર હતું અને જાતિ ભેદને તેઓ સ્વીકારતા નહિ. એમણે બ્રહ્મસૂત્ર અને ગીતા ઉપર મોટાં ભાષ્યો રચ્યાં છે. તેમનો નિવાસ શ્રીરંગમ્‌ના મંદિરમાં હતો.

શ્રીરંગમ્‌નું મંદિર ઘણુ જ વિશાળ છે. એક પછી એક મોટા દરવાજાઓ વટાવી અમે અમારી મોટર છેક અંદર આણી. સહુ પહેલી

અમે ગરુડની અડાબીડ મૂર્તિના દર્શન કર્યા પછી અમે મંદિરના દર્શને નીકળ્યા અમારા દુર્ભાગ્યે રંગનાથ ભગવાનની મૂર્તિને આગથી નુકશાન થયુ હોવાથી મૂર્તિનાં દર્શન બંધ હતાં તેની જ્ગ્યાએ પાલખીવાળી મૂર્તિનાં દર્શન કરાવવામાં આવતા આમ અમારી અભિલાષા અતૃપ્ત રહી ગઈ

મંદિરમા એક વિદ્વાન શાસ્ત્રી મળ્યા તેઓ મદ્રાસના બ્રાહ્મણ હતા અને સંસ્કૃતમા અસ્ખલિત બોલતા હતા તેમણે મને પંચરાત્ર વૈષ્ણવ સંપ્રદાયની પૂજા અર્ચાની હકીકત કહી અને પોતે 'નારદ પંચરાત્ર'માથી એકત્રણ શ્લોકો બોલ્યા

શ્રીરંગમના મંદિરને જોતા આખો દિવસ પણ ટૂંકો પડે અમારે તો બે કલાકમાં બધુ જોઈ પછી જંબુકેશ્વરનુ શિવમંદિર જોવાનુ બાકી હતુ એટલે અગત્યનુ હતુ તેટલુ જોઈ અમે થોડી મૂર્તિઓ ખરીદી જંબુકેશ્વર તરફ રવાના થયા બ્રાહ્મણોને સંતોષતાં લગભગ પા કલાક થયો

જંબુકેશ્વરના મંદિર માટે ફરગ્યુસન નામના વિખ્યાત સ્થાપત્ય વિશારદે ઘણો ઊંચો અભિપ્રાય દર્શાવ્યો છે તેમના મતે શ્રીરંગમના મંદિર કરતા આનુ વિધાન વધુ રમણીય અને કલાવત છે મંદિરના પાંચ વિભાગો એટલે કે ખંડો છે એનુ ગોપુર ધાટીનુ છે એક ભૂદેવે અમને આખા મંદિરની પૌરાણિક હકીકત કહી ખરી પણ મને યાદ રહી નથી અને એટલુ યાદ છે કે મે તેમને એક રૂપિયો આપ્યો હતો.

મંદિરમાથી અમે બહાર નીકળતાં હતા ત્યા શંકરાચાર્યની સવારી આવી પહોચી છડીદારો, છત્ર ચામર ઢાળનારાઓ અને હાથી તથા સશસ્ત્ર સિપાહીઓ સાથે શૃંગેરી મઠના શંકરાચાર્ય આવી રહ્યા હતા. એમની આસપાસ ભક્તોની મોટી ઠઠ હતી અને બાજુમા ત્રણ-ચાર

ભપકાદાર મોટરો ખડી હતી. કોણ જાણે કેમ પણ સાધુ–સંન્યાસીઓના આવા ઠાઠમાઠો મારી રુચિની બહારની ચીજ છે. આ બધો વૈભવ કોને બતાવવાનો છે? પ્રજા તો ચીંથરે હાલ જેવી છે, બે ટંક ખાવાનું પણ પામતી નથી, ત્યાં આ બધો દેખાવ શોભાસ્પદ નથી લાગતો. શંકરાચાર્યોનાં ગૌરવ જ્ઞાનથી હોય, હાથીથી ન હોઈ શકે. મારી પોતાની સમજણ જો ભૂલ ભરેલી હોય તો જુદી વાત છે.

જંબુકેશ્વરથી પાછા ફરતાં કાવેરીનો મોટો પુલ આવ્યો. પુલની નીચે મંદિરો અને ઘાટ હતાં. રેવાબાઈને શરૂ થયું. કાવેરીમાં સ્નાન કર્યા વગર જવાય નહિ તે એમને યાદ આવ્યું. રથરાજ અમે ખડો કર્યો. પછી તો અમારા બે સિવાય સહુને નાહવાનું મન થયું અને બધાં ચાલ્યાં.

કાવેરીનો પટ રળિયામણો લાગતો હતો. પુલ ઉપરથી હું એનો વળાંક જોઈ પ્રસન્ન થઈ ગયો. કાવેરી ખરેખર દક્ષિણની ગંગા જ છે.

અમરત પાસે કાવેરીના જળનો એક લોટો ભરાવી મગાવી મારી પત્નીએ એમને તથા મારે માથે થોડું પાણી ચડાવ્યું અને પછી આચમન –કરી સંતોષ માન્યો. લગભગ અર્ધો કલાક પછી બધાં નાહી પરવારી મોટરમાં પાછાં આવી ગયાં.

ત્રિચિનોપલ્લીના કિલ્લા આગળથી બજારમાં થઈ અશોક હોટેલે આવતાં સારી વાર થઈ. આવી ગિરદી કદી જોઈ નહોતી. હોટેલે આવી ગરમાગરમ મદ્રાસી ભોજન મગાવી અમે પેટની નિરાંત કરી.

હવે અમારી દક્ષિણની યાત્રાની પૂર્ણાહુતિ થતી હતી. બધાંનાં મોંમાં હાશ થયા કરતી હતી. રેવાબાઈ બહુ સંતુષ્ટ હતાં, કેમ કે એમને કન્યાકુમારી, રામેશ્વર અને કાવેરી – એ ત્રણ સ્નાનોનું પુણ્ય મળી ચૂક્યું હતું. અમે બધાં પરમેશ્વરનો પાડ માની હોટેલના ઓરડામાં ગપ્પાં

મારવા બેઘ અને આવતી કાલથી હવે ઘર તરફ પ્રસ્થાન કરવાનું હતું તે વિચારે આનંદ થતો હતો. સંતોષ એ હતો કે અમે ઘણું જોઈ નાખ્યું હતું અને તે પણ મોટરમાં સહેલ કરતા કરતાં.

બીજે દિવસે વહેલા ઊઠીને અમે બેંગલોરનો રસ્તો પકડ્યો. અમારા મિત્રોને તાર કરી દીધા હતા ત્રિચિથી બેંગલોરનું અંતર ૨૧૫ માઈલનુ હતું. તે અતર અમારે ૭–સાત કલાકમા કાપી નાખવું હતું. અમારો રસ્તો ત્રિચિથી નામક્કલ, ત્યાંથી સેલમ, ત્યાંથી કૃષ્ણગિરિ અને ત્યાથી બેંગલોર એમ હતો પ્રાત કાળની તાજી હવાનો લાભ લેતાં અમે કાવેરીના રળિયામણા કાંઠે કાંઠે મોટર હંકારી અને લગભગ ત્રણેક કલાકે સેલમ પહોચ્યા સેલમ ઘણુ વેરાન અને સૂકું લાગ્યું. ત્યા આગળ ચાપાણી કરી બપોરે અમે ધર્મપુરીને રસ્તે ચાલ્યા. આખો રસ્તો વેરાન જેવો લાગતો હતો. કૃષ્ણગિરિ પહોચ્યા ત્યારે બપોરનો સૂરજ ધીખતો હતો. વચમા કેટલેક ઠેકાણે કાચા રસ્તાનો અનુભવ કર્યો અને પછી હોસર આવી પહોચ્યા અહી અમે દ્રાક્ષ, કેળાં, કેરી વગેરે ખરીદી જ્યાફત કરી, અને પછી બેંગલોરના પચીસ માઈલ કાપવા શરૂ કર્યા હોસરથી તે બેંગલોરનો રસ્તો જાણે રબ્બરની સાદડી ન બિછાવી હોય તેવો હતો. લગભગ ત્રણેક વાગ્યે અમે બેંગલોર અમારા જૂના ઉતારે પહોચી ગયા

શ્રી રાવ અમને આવ્યા જાણી ખુશ થયા અને શ્રી મનુભાઈ શેઠે પાછી ફરીથી અમારી મહેમાનગીરી એવી જ મહોબ્બતથી કરવા માંડી એમને ત્યાં અમે બીજા બે દિવસ રોકાયાં તે દરમિયાન ગવર્નર શ્રી પકવાસાના પુત્રવધૂ પૂર્ણિમા બહેને ચા–પાણી આપ્યા જયતીલાલભાઈએ એમનુ અલકા થિયેટર બતાવી અમને મિષ્ટાન્ન જમાડ્યાં અને બેંગલોરની ગુજરાતી શાળાના પ્રેમાળ શિક્ષક ભાઈઓએ શાળામાં મારુ ભાવભીનુ સ્વાગત કરી એક પ્રવચન ગોઠવ્યુ.

લગભગ ખૂબ જ આનંદ અને આરામમાં અમે ત્રણ દિવસ બેંગલોરમાં કાઢયા અને દક્ષિણની યાત્રાનો બધો થાક ઉતારી તાજમાજા થઈ રથરાજને સર્વિસ કરાવી, પૂર્ણિમા બહેન પાસે અમારા રાતવાસાનો બંદોબસ્ત હરિહરમાં કરાવી અમે આનંદ મંગળ કરતાં બેંગલોર છોડ્યું. હવે અમારું નિશાન હરિહર હતું. ત્યાંથી બેલગામ, ત્યાંથી કમરઅલિ દરવેશની દરગાહ જોઈ, પછી પૂના, ત્યાંથી મુંબઈ. મુંબઈથી અમદાવાદ કયે રસ્તે જવું તે હજી નક્કી કર્યું નહોતું.

## ૨૩. એક વિચિત્ર અનુભવ

**દક્ષિણની** મુસાફરીથી પાછા ફરતી વખતનો આ એક અનુભવ મારે નોંધવો પડશે.

વરસાદના ઝાપટાથી બેલગામથી કોલાપુરનો રસ્તો હસતો બની ગયો હતો. અમારા સ્ટેશન વેગનમાં અણધાર્યું મૌન પ્રસર્યું હતું. અમને ચાની તલપ લાગી હતી. સ્ટેશન વેગન ઊભું રાખી અમે થર્મોસમાં ભરેલી ચાની મઝા માણવા નીચે ઊતર્યાં.

'તમને એક વાત કહું જો તમે માનો તો!' મારાં પત્નીએ મને કહ્યું એમની વાત નીચે મુજબ હતી.

'આપણે કાલે મુસાફર બંગલામાં ઊતર્યાં હતાં ત્યાં મોડી રાતે તમે આંટા ફેરા મારતા હશો એવું માની હું મારી પથારીમાં બેઠી થઈ. બેઠી થયા પછી જોયું તો તમે ઘસઘસાટ ઊંઘતા હતા. ઓરડામાં કોઈ દેખાયું નહિ, પરંતુ પગલાંનો અવાજ ધમધમ થતો હતો. હું તો વિચાર કરતી મારી મેળે પથારીમાં પડી રહી. એવામાં પાણીનો નળ જાણે ખુલ્લો હોય એવો અવાજ આવ્યો. મેં તરત લાઈટ કર્યું. ઊભી થઈને બાથરૂમ તરફ તપાસ કરવા નીકળી. બાથરૂમમાં કોઈ નહોતું, નળ બંધ હતો, બારી બારણા પણ બંધ હતાં. હું પાછી સૂઈ ગઈ. થોડીવાર સૂતી હોઈશ ત્યાં પાછો પેલો અવાજ શરૂ થયો. મેં બત્તી કરી એવામાં

આપણી આયાએ મને કહ્યું 'બેન, આ અવાજ ક્યાંથી આવે છે!' મેં એને ખાસ જવાબ આપ્યો નહિ અને પછી ભગવાનનું નામ દઈ હું તો સૂઈ ગઈ.

સવારે મુરારિ મને કહે: 'રાતે ઓરડામાં પપ્પા આંટાફેરા મારતા હતા?' મેં એને કહ્યું કે એ તો એમને એવી ટેવ છે. પછી એણે મને કહ્યું કે 'પણ નળ ખુલ્લો હતો એવું માનીને હું બંધ કરવા ગયો ત્યારે નળ બંધ હતો. પછી હું સૂઈ ગયો. પણ પાછું મોટું બારણું જાણે ઊઘડયું હોય એવો કચડડ અવાજ આવ્યો! હું ઊભો થઈ જોવા ગયો તો બારણું બંધ હતું!'

એની વાત સાંભળી ન સાંભળી કરી હું બેઠી હતી ત્યાં નંદન આવી પહોંચ્યો. એણે કહ્યું: 'ઓરડામાં આખી રાત કાંઈ અવાજ આવ્યા કરતો હતો. મેં બે ત્રણ વખત જાગીને જોયું પણ કોઈ દેખાયું નહિ.'

આ વાત ઉપર હું આખે રસ્તે વિચાર કરતી હતી. તમને હું એટલા માટે કહું છું કે તમે ઘસઘસાટ ઊંઘતા હતા એની મને ખાત્રી છે.'

ચહાનો પ્યાલો અડધો ખલાસ થઈ ગયો હતો. ઠંડો પવન વાતો હતો અને તરુવરો ડોલતાં હતાં. જે હકીકત મેં સાંભળી તેથી મારા મગજમાં જે વાત ઘોળાતી હતી તેનો અંદાઝ મળી ગયો.

મારાં પત્નીની વાત સાંભળી હું તેમને બાજુ ઉપર લઈ ગયો. નોકરોના સાંભળતાં મારે એમને કાંઈ કહેવું નહોતું. તેમને જરા નવાઈ લાગી. મેં તેમને નીચે મુજબ કહ્યું:

'તમારી વાત ગપ્પુ નથી. તમે મને જો એ વાત ન કરી હોત તો મારા મનની વાત હું તમને કદી ન કરત એટલું જ નહિ પણ મને

ગઈ રાતે જે અનુભવ થયો તેને હું ભ્રાન્તિ માનીને વીસરી ગયો હોત. હવે મારો અનુભવ સાંભળો.

મોડી રાતે મારો ખાટલો જાણે કોઈ અદ્ધર કરતું હતું. હું બોલવા જાઉં પણ બોલી શકતો નહોતો. મને થતું કે જાણે હમણાં જ હું ઉથલી પડીશ. નવાઈની વાત તો એ કે મારા હાથ પગ જાણે કોઈએ જકડી લીધા હતા. હું ઝબકી ઉઠી નજર કરું તો જાણે કોઈજ નહિ! રાતમાં બે ત્રણ વખત આવું બન્યું. આ વાત કોઈને તમે કરશો નહિ, નહિ તો બધાં વહેમી થઈ જશે.

મારી હકીકત સાંભળી મારાં પત્ની જોઈ રહ્યાં. પછી અમે અમારી સફર શરૂ કરી.

પા એક કલાક થયો હશે ત્યાં ચાલતી મોટરમાં અમારાં ઓછાબોલા ભટે મારાં પત્નીને કહ્યું, 'બેન, તમે માનો કે ન માનો પણ કાલે રાતે બંગલામાં કશી ગરબડ હતી.'

'શી ગરબડ હતી?' મારાં પત્નીએ પૂછ્યું.

'બારણાના અવાજો થતા હતા. ચકલી કોઈ ઘડિયે ઘડિયે છૂટી મૂકતું હતું અને ઓરડામાં કોઈ ફરતું હતું'

'તેં જોયું હતું?'

'ના બેન.'

એવામાં ડ્રાઈવરને વાચા ફુટી.

'બેન, ચોકીદારે મને કહ્યું હતું કે આ ઘરમાં એવું બધું થાય છે. મેં આ વાત આપને કરી નહોતી. મહારાજે કહ્યું એટલે યાદ આવ્યું.'

'અલ્યા, આ તો વિચિત્ર કહેવાય પપ્પા અને અમ્મી સિવાય બધાને કાલે આવું લાગ્યું!' મુરારિએ કહ્યું અને નંદને સાથ પુરાવ્યો.

અમે બંને જણાં મૌન ધારણ કરીને બેસી રહ્યાં.

સહુથી નાનો રાજીવ કાંઈ બોલતો નહોતો તેણે પોતાનું મૌન છોડી કહ્યું કે, 'મેં કશું સાંભળ્યું નથી. તમે બધા ગપ્પીદાસ છો.'

'તું બહેરો છું કે અમે ગપ્પીદાસ એ તો કોણ જાણે!' નંદને રાજીવને ચીમકી આપી.

થોડી રકઝક ચાલી પછી એક જ્ઞાની સમજુ અને સુધરેલ માણસને શોભે તેવા ઢાળથી મેં બધાંને કહ્યું: 'આ બધા વહેમ છે. આપણે આવું તેવું ના માનવું જોઈએ. બહુ થાકી ગયા હોઈએ, જ્ઞાનતંતુઓ શ્રમિત હોય અને એક સાધારણ અવાજ હોય તો પણ આપણને મોટો લાગે. ભૂતપ્રેત એ કેવળ ભ્રમ છે. આપણે આવું બધું માનીએ છીએ માટે આવા બધા વહેમો ફેલાય છે.'

મારા શબ્દો કે જેમાં હું માનતો નહોતો તે મને સુંદર લાગ્યા અને મારા એકલાના તથા મારાં પત્નીના સિવાય બીજાના વહેમો દૂર કરવાનો મેં જે શાબ્દિક ઠાઠ કર્યો તેથી મારાં પત્નીને હસવું આવ્યું હશે જે તેમણે મારી આબરૂ સાચવવા દબાવી દીધું.

આ બનાવ બન્યા પછી મુંબઈમાં મારાં પત્ની અને હું એકલાં બેઠાં હતાં ત્યારે તેમણે મને હસતે હસતે પૂછ્યું:

'તમે કેમ પેલું જૂઠું બોલ્યા?'

'બોધ આપવા માટે.' મેં કહ્યું.

અને હવે કોઈને સવાલ થશે કે, 'તમે આ બધી વસ્તુઓમાં શું માનો છો?'

મારો જવાબ નીચે પ્રમાણે છે:

હું માનું છું કે નથી માનતો એ કહેવા માટે મારી ઇન્દ્રિયો સિવાય મારી પાસે બીજું કશું સાધન નથી. મારી ઇન્દ્રિયો દરેક

બાબતમાં ચોક્કસ જ હોય છે અને ભૂલો નથી કરતી એવું કહેવા હું તૈયાર નથી. જે વસ્તુ મેં જોઈ તેની હસ્તી ભલે ન હોય પરંતુ તેથી મને એવો અનુભવ નથી થયો એમ તો હું ના જ કહી શકું. અનુભવ કયા કારણે થતો હશે એનો જવાબ હું જાણું છું ત્યાં સુધી કોઈ તત્ત્વજ્ઞાનીએ સંતોષકારક રીતે આપ્યો નથી. ભૂતપ્રેત મનની ભ્રમણા છે એ વાત જો સ્વીકારીએ – અને સ્વીકારવામાં મને જરા પણ વાંધો નથી – તો સંસારનો કયો અનુભવ મનની ભ્રમણા નથી એ સવાલ પૂછવો પડશે. જવાબ હંમેશાં શું સાચો જ હશે? પોતાના માનસિક વલણ પ્રમાણે સૌ મનગમતો જવાબ આપશે.

સંભવિત છે કે માણસ મરી ગયા પછી વાસનામય રૂપે, સૂક્ષ્મ પરમાણુ સ્વરૂપે, જીવતો હોય. અમુક સ્થાને ચોંટેલી ઈચ્છા ત્યાંના સ્થૂળ પરમાણુઓમાં વ્યાપી જઈને એ પરમાણુઓને સચેત કરે તેથી 'ભૂત'નો આભાસ થતો હોય. મનની શક્તિ અનંત હોવાથી અણુ પરમાણુમાં વ્યાપી જવા માટે એ શક્તિ સમર્થ હોઈ શકે. આપણે સ્થૂલદેહમાં મનનો જે અનુભવ કરીએ છીએ તે તેની ઘણી જ મર્યાદિત શક્તિ છે. એટલા ઉપરથી એમ ન કહી શકીએ કે સ્થૂલદેહની પાર મન વધુ પ્રબળ શક્તિની હસ્તી ધરાવી ન શકે.

પરંતુ આ બધાં અનુમાનો છે. અનુભવ તો જે થયો તે મેં જણાવ્યો.

## ૨૪. શિવપુરના કમરઅલી દરવેશ

ચમત્કારો જોવા કોને નથી ગમતા? આધ્યાત્મિક દૃષ્ટિએ ચમત્કારોની કિંમત ભલે ન હોય, પરંતુ સંસારી નજરે જોતાં ચમત્કારનું આકર્ષણ ઓછા-વધતા પ્રમાણમાં સૌને હોય છે. ચમત્કાર જોઈ નમસ્કાર ભલે ના કરીએ, પણ એ ચમત્કાર કેમ અને કેવી રીતે થયો હશે એનો વિચાર તો જરૂર ઊપજે. સાંભળેલી વાતોને આપણે વહેમ કહીને આઘી મૂકીએ, પણ નજરોનજર જોયેલી હકીકતને વહેમ કહેતા પહેલાં સાત વખત વિચાર કરવો પડે.

કમરઅલી દરવેશના સંબંધમાં મારા મોટાભાઈ પાસેથી હકીકત જાણી હતી. એ વિચિત્ર ઘટનાનો જાત-અનુભવ કરવાનો પ્રસંગ આ મુસાફરીમાં અમને સાંપડ્યો.

પૂનાથી સોળ માઈલ ઉપર અને બેંગલોર જવાના ધોરી રસ્તે શિવપુર નામનું એક નાનું ગામ આવેલું છે. પૂનાથી મહાબળેશ્વર જતાં મુસાફરને એ ગામ વટાવવું પડે છે. આ ગામમાં એક દરગાહ છે અને તેનું નામ છે કમરઅલી દરવેશની દરગાહ. દરગાહનાં દર્શન કરવા હિંદુ, મુસલમાન, પારસી સૌ આવે છે.

કમરઅલી એક ઓલિયા ફકીર હતા અને શિવાજી મહારાજના વખતમાં પોતે આ ગામમાં આવીને વસ્યા હતા. એમ કહેવાય છે, કે

શિવાજી એમના પ્રત્યે ઘણો સદ્દભાવ રાખતા અને દરવેશને કશી વાતની અડચણ ન પડે તેની પોતે દરકાર રાખતા. કમરઅલી બાબા પોતે સંત પુરુષ હતા અને એમને મન હિંદુ મુસલમાન બધા સરખા હતા. ઈશ્વરને પામેલા આ દરવેશ પાસે હિંદુ, મુસલમાન બધા જ આવતા અને એમના ચરણની રજ માથે મૂકતા.

કમરઅલીને શબ્દની સિદ્ધિ હતી. એમનો શબ્દ ખાલી નહોતો જતો. સંકલ્પનું બળ ભારે હતું અને દીન અને દુઃખી જનોના ઉપકાર અર્થે પોતે બંદગી ગુજારતા. અસાધ્ય રોગો પોતે સંકલ્પના બળથી મટાડી દેતા અને ગરીબોને દુઆ આપી એમનું દુઃખ પણ હળવું કરતા.

બેંગલોરથી પૂના આવતી વખતે અમે દરગાહના દર્શને ઊપડયા. શિવપુર ગામની નજીક અમે અમારું સ્ટેશનવેગન અટકાવ્યું અને દરગાહ તરફ ચાલવા માંડયું. મુંબઈ અને પૂનાથી અસંખ્ય માણસો ત્યાં દર અઠવાડિયે દર્શન કરવા આવે છે. અમારી સાથે બીજા પંદર–વીસ માણસો પણ દર્શને જઈ રહ્યા હતા.

દરગાહની આસપાસ ઝાડી હતી અને થોડે દૂર એક નાની ખીણમાં ઝરણું વહેતું હતું. આ ઝરણાનું પાણી તાકાત અને તેજ આપનારું છે એવી માન્યતા પ્રચલિત છે. અમે બધાં ધીમે ધીમે દરગાહનાં પગથિયાં સુધી આવી પહોંચ્યાં અને એક અંજીર વેચનારીની પાસેથી થોડાં અંજીર લઈ દરગાહના ઓટલે બેઠાં.

જે ઇલમ વિષે અમે સાંભળ્યું હતું તે ઇલમ જોવાની અમને બધાંને ઘણી ઉત્કંઠા હતી એટલે અંજીર જલદી પૂરાં કરી ઊભાં થયાં અને દરગાહના દરવાજા આગળ આવી પહોંચ્યાં.

અમારી સામે બે મોટા ગોળ પથ્થરો પડ્યા હતા. આ પથ્થરોમાં કોઈ વિચિત્ર ઇલમ ભરેલો છે એ વાત અમે જે સાંભળી હતી તેની ખાતરી કરવાનો આ અવસર મળ્યો તેથી અમે બધાં રાજી રાજી હતાં.

દરેક પથ્થરને અમે એક એક જણે વારા ફરતી ઉપાડવાનો પ્રયત્ન કર્યો. પણ પથ્થર શાનો ઊપડે?

આ બે પથ્થરોમાંથી એક પથ્થર અગિયાર મણનો છે અને બીજો નવ મણનો છે એવું સાંભળ્યું છે. અમે તે જોખ્યા નથી. પણ ચાર–પાંચ માણસોથી ન ઊંચકી શકાય તેવા પથ્થર એટલા વજનના હશે એવું માની શકાય.

આ બે પથ્થરોની બાબતમાં એવું છે, કે નવ મણનો પથ્થર નવ માણસો અને અગિયાર મણનો પથ્થર અગિયાર માણસો પોતાની એક નાની સરખી આંગળીના ટેકાથી ફૂલના દડાની માફક અદ્ધર કરી શકે. એમાં નીચે પ્રમાણે વિધિ કરવાનો હોય છે:

નવ પુરુષો–સ્ત્રીઓ નહિ–પથ્થરની આજુબાજુ બેસી જાય અગર તો નીચા નમીને ઊભા રહે અને દરેક પોતાની એક એક આંગળી પથ્થરના નીચલા ભાગ આગળ ટેકવે. પુરુષોમાં નાની ઉંમરનાં બાળકો પણ ચાલી શકે એટલે કે પાંચ વરસના નવ છોકરાઓ હોય તો પણ ચાલે. એ પ્રમાણે આંગળી ટેકવ્યા પછી બધાએ એક સાથે 'કમરઅલી દરવેશ' એ પ્રમાણે શ્વાસ ઘૂંટીને બોલવાનું અને શ્વાસ મૂક્યા વગર ઉચ્ચાર ચાલુ રાખવાનો. પેલો પથ્થર રબ્બરના દડાની માફક અદ્ધર થઈ જાય અને જેવો કોઈ શ્વાસ મૂકી દે તેવો જ ધડીમ દઈને નીચે પડે. જેવી રીતે નવ મણના પથ્થરની બાબતમાં બને છે તેવી જ રીતે પેલા અગિયાર મણના પથ્થરની બાબતમાં પણ બને છે.

અમારી મંડળીમાં અમે સાત પુરુષો હતા. અમારે આ ઇલિમ જાતે અનુભવવો હતો એટલે બીજા બે માણસોને વિનંતિ કરી તેમને સાથે લઈ અમે નવ મણિયા પથ્થર ઉપર પ્રયોગ અજમાવ્યો. બધા ગોળ વીંટાઈને નમીને ઊભા અને એક એક આંગળી ટેકવી દીધી. પછી અમે બધાએ એકી સાથે 'કમરઅલી દરવેશ' એવો નામોચ્ચાર કર્યો અને શ્વાસ ઘૂંટી રાખ્યો.

મારે આશ્ચર્યની સાથે જણાવવું પડે છે કે પથ્થર એક ફૂલના દડાની પેઠે અદ્દર થયો અને છેક ખભા સુધી આવી પહોંચ્યો. જેવો અમારાંથી એક જણે શ્વાસ મૂકી દીધો તેવો ધડીમ દઈને તે નીચે પડ્યો. જેનો શ્વાસ પહેલો છૂટે તેની નજીકમાં પથ્થર પડી જાય છે, એવો નિયમ છે.

મારી જિજ્ઞાસા તીવ્ર બની હતી. પછી અમે નક્કી કર્યું, કે 'કમરઅલી દરવેશ' નહિ પણ બીજું કોઈ નામ ઉચ્ચારવું. અમે એ પ્રમાણે ચાર–પાંચ નામો ઉચ્ચારી જોયાં, પણ પથ્થર એક તસુ પણ અદ્દર થયો નહિ.

અને એ જ પ્રમાણે અમે પેલા અગિયાર મણના પથ્થર ઉપર પ્રયોગ કર્યો. અને એ જ પરિણામ આવ્યું. લગભગ દસ–બાર વખત અમે આ બધા પ્રયોગો કર્યા અને તેના પરિણામે નીચે મુજબ તારવી શકયા.

૧. પથ્થર ઘણો જ વજનદાર છે અને ચાર – પાંચ જણા સાથે મળીને પણ તેમને ઊંચકી શકતા નથી.

૨. કમરઅલી દરવેશનુ નામ જો એક શ્વાસે અગિયાર અગર નવ પુરુષો ઉચ્ચારે તો દરેકની ફક્ત એક આંગળીના ટેકાથી પથ્થર રબરના દડાની જેમ ઊંચો થઈ શકે છે.

૩. કમરઅલી સિવાયનુ બીજું કોઈ પણ નામ બોલો તો પથ્થર ઊંચો થતો નથી.

૪. શ્વાસ ઘૂંટી રાખવો પડે છે.

૫. જેનો શ્વાસ પહેલો છૂટે તેની નજીક પથ્થર એકદમ પડે છે.

૬. સ્ત્રીઓને આ પ્રયોગ કરવાની મનાઈ છે. પરંતુ એમાં વહેમ સિવાય બીજું કાંઈ દેખાતું નથી. હું માનું છું કે સ્ત્રીઓ પણ 'કમરઅલી દરવેશ' બોલીને સફળ પ્રયોગ કરી શકે.

પ્રયોગો કરીને અમે દરગાહની અંદર ગયા. કમરઅલી દરવેશની સમાધિ ઉપર ચાદર અને ફૂલ હતાં. બાજુમાં એક થાંભલા ઉપર 'પૂના ટાઈમ્સ'નું એક કટિંગ લટકાવ્યું હતું. પૂના ટાઈમ્સના ખબરપત્રીએ આ વિચિત્ર ઇલમની સવિસ્તર નોંધ તેમાં લીધી છે. તેમાં જણાવ્યું છે કે કમરઅલી બાબાનો મોટો ઉરસ દર સાલ ભરાય છે અને હજારો હિંદુ, મુસલમાન, પારસી વગેરે ભક્તો તેમાં ભાગ લે છે. બાબાના માનમાં મોટું સરઘસ નીકળે છે અને એમની માનતાઓ મનાય છે. પથ્થરો બાબતમાં પણ 'પૂના ટાઈમ્સે' વિગતવાર અહેવાલ આપ્યો છે.

આ ઇલમ શો હશે? એમાં કાંઈ વૈજ્ઞાનિક સિદ્ધાંત રહેલો હશે? મેં આ હકીકત મુંબઈમાં બે – ત્રણ વિજ્ઞાન ભણેલા માણસોને કહી અને કારણ પૂછ્યું, પરંતુ કોઈ મને સમજાવી શક્યું નહિ.

વિજ્ઞાન જો કારણ આપી શકે તો સારી વાત છે, પરંતુ જો ના આપી શકે તો એમ માનવાનું રહ્યું કે 'કમરઅલી દરવેશ' એ શબ્દની અંદર કોઈ શક્તિ હોવી જોઈએ. શબ્દ એ પ્રાણશક્તિ જ છે. અમુક શબ્દોના ઉચ્ચારથી પ્રાણશક્તિનો પ્રબળ પ્રવાહ વહેતો થાય છે એવી માન્યતા મંત્રશાસ્ત્રના જાણકારો ધરાવે છે. શબ્દની નૈસર્ગિક શક્તિ ઉપરાંત, તેમાં જો કોઈ સમર્થ યોગી સંકલ્પનું સિંચન કરે તો વિશેષ શક્તિ ઉત્પન્ન થાય છે એવી પણ માન્યતા છે.

કમરઅલી દરવેશે આ પથ્થરોમાં શા સારુ ઇલમ પૂર્યો હશે? પોતાના શબ્દમાં શક્તિ છે તે બતાવવા તેમણે આ પ્રમાણે કર્યું હશે. તેમ કરવાથી ભક્તોની શ્રદ્ધા દૃઢ થાય અને મનની અંદર વસેલી શંકાઓ નિર્મૂળ થાય એવો હેતુ કદાચ હશે. સંત પુરુષો સાધારણ રીતે પોતાના શિષ્યોની અશ્રદ્ધા નાબૂદ કરવા સારુ જ ચમત્કારો બતાવે છે, ખેલ કરવા સારુ તેમ કરતા નથી. શિષ્યમાં જ્યારે ગુરુની શક્તિ વિષે સંપૂર્ણ શ્રદ્ધા જાગે છે ત્યારે તેની ગ્રહણશક્તિ ઘણી વધી જાય

છે અને મનના તર્કવિતર્કો નિર્મૂળ થયા પછી મન વધુ સ્થિર અને સ્વચ્છ થાય છે.

લોકોમાં પોતાની વાહવાહ થાય એવી વાસનાથી કોઈ પણ સંતપુરુષ ચમત્કાર કરતો નથી. પ્રકૃતિમાં લીન હોવાથી અને ઈશ્વરની નજીક પહોંચી ગયો હોવાથી, એવા યોગીને લોકોની વાહવાહનો મોહ હોતો નથી. જે મનોભૂમિકા એણે પ્રાપ્ત કરી હોય છે, તેમાં કામ, ક્રોધ, લોભ, મોહ: એ ચાર દોષો રહ્યા હોતા નથી. ઇચ્છાને તેણે જીતી હોય છે, એટલે ઇચ્છા એને તાબે રહ્યા કરે છે.

સંતોની વાત જ ન્યારી છે. એમનું શરીર દેખાતી દુનિયામાં હોય છે, એમનું મન કોઈ બીજી દુનિયામાં હોય છે. રોજિંદા સ્થૂલ વહેવારો તેઓ કરતા હોય તે ઉપરથી એવું અનુમાન કાઢી શકાય નહિ, કે તેઓ આ દુનિયામાં રચ્યાપચ્યા છે. બધા યોગીઓ સરખા હોતા નથી. દરેકની અમુક અમુક ખાસિયતો હોય છે. કેટલીક ખાસિયતો આપણને ગમે, કેટલીક ના ગમે, પરંતુ ખાસિયત ઉપરથી એની મનોભૂમિકાની પરીક્ષા કરવાની ઉતાવળ કરવી જોઈએ નહિ. એની મનોભૂમિકાની પરીક્ષા તો એના સઘળા જીવન ઉપરથી જ થઈ શકે.

કમરઅલી બાબા એક મોટા સંત હતા એમાં શંકા નથી. દફતરોમાં હકીકત નોંધાઈ છે, તે ઉપરાંત શિષ્યપ્રણાલિકા દ્વારા આપણને માહિતી મળે છે. એમની શક્તિનો સ્થૂલ પુરાવો આ બે પથ્થરો છે. પથ્થરો કદી જૂઠી જુબાની આપે નહિ.

યોગમાર્ગ લગભગ દરેક ધર્મમાં છે. કુરાને શરીફ ગૂઢ વિદ્યાથી ભરેલું છે. ૮૬મા પ્રકરણથી છેલ્લા ૧૧૪મા પ્રકરણ સુધી પ્રાણોપાસનાનાં ઊંડાં રહસ્યો ભર્યાં છે. રાત્રિનો તારક, મોટો બનાવ, ઉષા, નગર, સૂર્ય, સંધ્યા, અંજીર, રક્તબિંદુ, દીપ્તિ, પુરાવો, મુજારો, ધસારો, મહાસંપત્તિ, કાળ, હાથી, સહાય, જ્વાળા, અદ્વૈત; એ બધાં પ્રકરણો, કેટલાંક

માને છે તેમ, સ્થૂલ બનાવોની નોંધ નથી, પરંતુ યોગમાર્ગનાં ગહન રહસ્યોની નોંધ છે. એમાં મનુષ્યની કામ, ક્રોધ, લોભ, મોહની વૃત્તિઓ ઉપર યુદ્ધે ચડવાની સૂક્ષ્મ વાતો છે. બહારના યુદ્ધની કે બહારના દુશ્મનની વાતો નથી. મારી દષ્ટિમાં કુરાને શરીફમાં યોગમાર્ગના રહસ્યનું જેવું અને જેટલું ગૂઢ જ્ઞાન છે તેવું અને તેટલું જ્ઞાન ઉપનિષદો સિવાય ભાગ્યે જ કોઈ બીજી કિતાબમા છે. ઉપનિષદમાં જે પ્રાણોપાસના છે તે જ પ્રાણોપાસના આ અદ્દભુત પુસ્તકમાં છે. ઇસ્લામનો જે ગૂઢવાદ છે તેનું જ્ઞાન ફકીરો અને દરવેશો સિવાય સામાન્ય ધર્મગુરુઓને નથી. દરેક ધર્મમાં એ પ્રમાણે છે. રહસ્યનું જ્ઞાન સંતોને હોય છે. બીજાઓ ફક્ત ઉપરના કાયદાના નિરીક્ષણમાં જિંદગી વિતાડી દે છે.

કમરઅલી દરવેશ શિવપુરની બહાર કદી જતા નહિ. ઝરણા આગળ પોતે બેસી રહેતા અને અલ્લાહ, બિસ્મિલ્લાહ, શબ્દોનું રટણ કરતા હતા. અલ્લાહ શબ્દની અંદર હકાર રૂપી જે મહાપ્રાણ ભર્યો છે તે એક જ શબ્દમાં મોટામાં મોટો ચમત્કાર રહેલો છે. અલ્લાહ એ મહાપ્રાણ છે અને એના રટણથી મનુષ્યની દષ્ટિ ખૂલી જાય છે. જે મનુષ્ય 'અલ્લાહ'નો જાપ જપે છે તેને બીજા જાપ જપવાની જરૂર જ નથી, કેમકે આખી પ્રાણશક્તિ એ એક જ શબ્દમાં ભરેલી છે. અલ્લાહ શબ્દના ઉચ્ચારથી જ હૃદયની ધમણમાં જોસ આવે છે, નાડીઓ શુદ્ધ થાય છે, વૃત્તિઓ એકાગ્ર થઈ જાય છે અને મનુષ્ય ઈશ્વરની નજીક પહોંચી જાય છે. કરોડો પુસ્તકોથી જે શાંતિ નથી મળતી તે શાંતિ 'અલ્લાહ' શબ્દનો મહાપ્રાણ ઘૂંટવાથી મળે છે. આખા કુરાનમાં અલ્લાહની જ તારીફ છે, એની વિભૂતિનું ઝળહળતું દર્શન છે, એ દર્શનના અંતે જે ગાઢ શાંતિ મળે તેનું નામ ઇસ્લામ. ઇસ્લામનો અર્થ શાંતિ થાય છે આ ઇસ્લામ ફકીરોનો છે, ઓલિયાઓનો છે, દરવેશોનો છે. વેદની ઋચાઓનું પણ એમ જ છે. એ ઋચાઓને મસ્તકથી સમજવાની નથી, હૃદયથી સમજવાની છે. એટલા જ માટે ઉપનિષદોમાં 'દહરોપાસના' એટલે કે 'હૃદયોપાસના' કરવાનો આદેશ છે. મહાપ્રાણ હૃદયના દ્વાર

આગળ ધૂંટવાનો હોય છે. એને ઘૂંટવાની રીત ઓંકારના જાપ છે. ઓંકાર એટલે જ ઈશ્વર, એટલે જ અલ્લાહ.

કમરઅલી બાબાની માનસપૂજા કરી, હૃદયમાં અલ્લાહનો પ્રકાશ અગટાવવા આખે રસ્તે મેં એ સંતપુરુષનું ચિંતન કર્યું. મેં એમને કહ્યું, કે પથ્થર હું છું, અલ્લાહે મને ઊંચકવાનો છે. આપ અલ્લાહને કહેજો, કે આ પથ્થરને તે ઊંચો કરે. ઈશ્વરની પાસે કાંઈ માગવા માટે મારી લાયકાત નથી, કારણ કે શી વસ્તુ એને પ્રિય છે તેનું મને લેશ પણ જ્ઞાન નથી. મારા જેવો અજ્ઞાની માણસ વગરસમજ્યું કાંઈ માંગી બેસે અને પાછો દુ:ખી થાય એના કરતાં આપ સરખા જ્ઞાની જ મારા લાભનું કાંઈ અપાવશો એટલી વિનંતિ.

## ૨૫. શિરડીના સાંઇબાબા

**ઉમરઅલી** દરવેશની જગ્યા જોઈ અમે મુંબઈ આવીને પાંચ સાત દિવસ ગાળ્યા. મુંબઈથી શિરડી જવાનો અમારો સંકલ્પ જ નહોતો. પણ અમે મુંબઈ આવ્યાં ત્યારે મારી નાની સાળી મુંબઈમાં હતી. ભરૂચનો પુલ બંધ હતો અને સુરત આગળનો રસ્તો વરસાદથી ધોવાઈ ગયો હતો. એટલે અમારે ઈંદોર થઈ ધાર અને બાગને રસ્તેથી અમદાવાદ આવવાનું હતું.

સાળીને સાંઈબાબાની સમાધિનાં દર્શનની ઇચ્છા હતી. મારાં પત્ની પણ એ મતનાં હતાં. પત્ની અને સાળી એક થઈ જાય પછી કોઈ પતિને કશો મતાધિકાર રહેતો જ નથી. હું એમની પાછળ બેસી ગયો.

બેલગામથી એક તદ્દન નવું ટાયર ચડાવ્યું પછી ચારે ટાયરો નવાં જ હતાં. સવારના સાડા પાંચ વાગ્યે અમે નાસિકના રસ્તે મોટર હંકારી. હવા ખુશનુમા હતી અને રસ્તો સિમેન્ટનો હતો. આગલાં ટાયરોમાં પચીસ રતલ હવા હતી અને પાછલાંમાં બત્રીસ હતી. રસ્તાની મનોહરતા અનુભવતાં અમે સૌ આનંદ વાતો કરતાં નાસિકથી લગભગ બાર માઇલ દૂર આવી પહોંચ્યાં.

કાર્યક્રમ એવો હતો, કે નાસિકથી મનમાડને રસ્તે શિરડી જઈ સવારે અગિયાર વાગ્યે દર્શન કરી પાછાં ફરી સીધાં ઇંદોરથી ઉજ્જૈન ઊપડી જવું. શિરડીમાં રાત રોકાવાની કોઈની ઇચ્છા નહોતી.

નાસિકથી બરાબર બાર માઈલ દૂર પાછલું ટાયર કે જે તદ્દન નવું હતું તે બેસી જ ગયું. પંકચર પડ્યા જેવું ના લાગ્યું. નીચે ઊતરી જોયું તો બધું રબર બળી ગયું હતું. અંદરની ટયુબ પણ બળી ગઈ હતી. અમે બધાં આશ્ચર્યમાં પડી ગયાં. આખી દક્ષિણની મુસાફરી કરી પણ આવું બન્યું નહોતું. ડ્રાઈવર મૂંઝાતો હતો.

આખરે અમે બીજું ટાયર ચડાવ્યું. એ સ્પેર ટાયર પણ નવું હતું. બીજા આઠ માઈલ કાપ્યા ત્યાં એ ટાયર પણ ફડડડ ફૂસ કરતું બેસી ગયું. અમે બધાં એકબીજાના સામુ જોવા લાગ્યાં. ટાયર ચિરાઈ ગયું હતું! અમારે નાસિકથી ચાર માઈલ દૂર આમ અડે દારકા થયું. એક લોરીને આખરે ઊભી રખાવી અમારો ડ્રાઈવર તથા મુરારિ બે નવાં ટાયર ખરીદવા નાસિક ઊપડ્યા. મેં તેમને ત્રણ સો રૂપિયા આપ્યા. મેં મુંબઈથી મારા મોટા ભાઈ પાસેથી તે લીધેલા. જરૂર તો નહોતી પણ રસ્તો છે અને જરૂર પડે તો એટલી રકમ વધારે રાખી સારી એવું લાગવાથી. મુરારિ તથા ડ્રાઈવર આખરે બે નવાં ટાયરો સાથે આવી પહોંચ્યા ત્યારે બરાબર એક વાગ્યો હતો અને તડકો કહે મારું કામ. બે ટાયરના બરાબર બસો પંચાણું રૂપિયા થયા હતા અને લોરીવાળાને બક્ષિસ વગેરે મળી બરાબર ત્રણ સો ઉપર આંકડો પહોંચ્યો.

જમી પરવારતાં બે–અઢી વાગ્યા. નવું ટાયર ચડાવી અમે નાસિક આવી પહોંચ્યાં.

શિરડી જવાનો વિચાર અમે માંડી વાળ્યો નહિ. એ તો હવે સ્પષ્ટ જ હતું કે રાતવાસો અમારે શિરડીમાં જ કરવાનો હતો. સાડા ત્રણને સુમારે અમે શિરડીને રસ્તે પડ્યાં.

મારે કહેવાનું રહી ગયું, કે મારી જમણી સાથળે વાળતોડમાંથી ફોલ્લી થઈ તેમાંથી સડીને ગૂમડું થયું હતું. છેક બેંગલોરથી હું હેરાન –પરેશાન થઈ રહ્યો હતો અને પાટાપટી કરતો ઊતરતી પનોતીને ગાળો

દેતો હતો. મારાં પત્ની તથા સાળી એમાંથી કોઈને મારી વેદના પ્રત્યે હમદર્દી જેવું લાગતું નહોતું. એ બંને તો સાંઈભાવમય બની ગયાં હતાં. મારા દર્દે મારી આધ્યાત્મિકતા કચડી નાખી હતી.

મનમાડથી કોપરગામનો રસ્તો ધાર્યા કરતાં ઘણો ખરાબ નીકળ્યો. વાંકાચૂંકા ચીલા અને ખાડા ખૈયાઓએ મોટરનો કચ્ચરઘાણ કાઢવા માંડ્યો. 'યુનિવર્સલ જોઈન્ટ' કચડ કચડ તડંગ તડંગ બોલવા લાગ્યો. કોપરગામ આવ્યું ત્યાં તો કચડ—કચડમાંથી કચડડડ—કચડડડ શરૂ થયું. ડ્રાઈવરે ગાડી અટકાવી. પંખાની પુલીનું બેરીંગ તૂટી ગયું લાગતું હતું. તે ઉપરાંત જોઈન્ટ લગભગ અડીને રહ્યો હતો. ડ્રાઈવરે કહ્યું કે, પંખાની પુલી નવી નહિ મળે તો ગાડી ચાલી શકશે નહિ. કોપરગામમાં પુલી મળે તેમ નહોતું.

શિરડી બરાબર આઠ માઈલ દૂર હતું અને સાંજના સાત વાગ્યા હતા. મારાં પત્ની તથા સાળી સાંઈમય હતાં. તેમણે ડ્રાઈવરને કહ્યું કે કાંઈ થવાનું નથી, તું તારે મોટર હંકાર. આજ્ઞાને આધીન થઈ ડ્રાઈવરે કચડડડ કરતી મોટર ઉપાડી. મારો જીવ અદ્ધર હતો. એક બાજુ ગૂમડાનું દર્દ, બીજી બાજુ જોઈન્ટ અને પંખો બન્ને તડાતડ તૂટી જવાનો ભય! મને પત્ની તથા સાળી બંનેને વઢવાનું મન થયું હતું, પણ મારા દુઃખાવાએ મને કમજોર કરી મૂક્યો હતો, મુનિ બનાવી દીધો હતો.

તડડડ તડંગ, તડડડ તડગ કરતી મોટર જ્યારે સાંઈબાબાને આંગણે પહોંચી ત્યારે જોઈન્ટની ચાકીઓ ઢીલી થઈ ગઈ હતી! મોટરને ઊભી રાખવી પડી નહિ, પોતે જ ઊભી રહી ગઈ. મોટરબાઈ બિચારી થાકી ગઈ હતી, અપંગ થઈ ગઈ હતી.

સાંઈબાબાનું સ્થાન નિહાળતી બંને બહેનો હર્ષમાં ઊભી રહી. હું મારો પાટો બાંધવા લાગ્યો. મારું મન મારા ગૂમડામાં હતું. ગૂમડા ઉપર ગુસ્સે થઈ મેં જોરથી પાટો તાણી બાંધ્યો. મેં મારાં પત્નીને

સંભળાવ્યું પણ ખરું કે મને મુંબઈથી ઘેર જવા દેવાને બદલે અહીં ઘસડી લાવી તમે ક્યાં પુણ્યનાં પોટલાં બાંધવાનાં છો ? મારી ટીકા તરફ દુર્લક્ષ કરી એ લોકોએ સાંઈબાબાની મસીદ તરફ ચાલવા માંડ્યું. એમની પાછળ પાછળ હું મારા પગને ઘસડતો ગયો.

ફૂલના હારતોરા, નાળિયેર, અગરબત્તી, ધૂપ વગેરે ખરીદી એ લોકોએ સાંઈબાબાના સમાધિમંદિરમાં પ્રવેશ કર્યો. હું પાછળ પાછળ ચાલ્યો.

ત્યાં મેં સાંઈબાબાની જાજ્વલ્યમાન પ્રતિમા જોઈ. એ મુખાકૃતિમાં વિરાગ, વિરહ, વેદના અને આનંદ, એ ચારે ભાવોનું સંમિશ્રણ મેં જોયું. મારે કહેવું જોઈએ, કે એ પ્રતિમામાં ચૈતન્ય હતું અને એ ચૈતન્ય મને આવકારતું હતું.

સાંઈબાબાની બેસવાની ઢબમાં જ કેવી મોહિની છે ! એક સ્થિતપ્રજ્ઞ પુરુષ કેવી રીતે બેસતો હશે તે જોવું હોય તો સાંઈબાબાની પ્રતિમા જુઓ. જ્ઞાનીનો ઢંગ સદા જુદો હોય છે. એ ઢંગ નૈસર્ગિક હોય છે, અનુકરણિયો હોતો નથી. જ્ઞાની પોતાના આસન સાથે જ જન્મ્યો હોય છે, અજ્ઞાની બીજાનું આસન ચોરવા જાય છે. આસન કદી ચોરી શકાતું નથી, ચોર પકડાઈ જાય છે.

સાંઈબાબાની પ્રતિમામાં હું નિમગ્ન બની ગયો. મારું હૃદય મને કહેતું હતું કે, હું મારું લેણું લેવા આવ્યો હતો. દેવું ચૂકવવાની તો વાત જ નહોતી, કેમ કે હું નિષ્કિંચન હતો. ભિખારી જીવ બાદશાહને શું આપવાનો હતો ! પ્રતિમા ઉપર વહેતો ચૈતન્યનો ઝરો હું જોતો હતો. સાંઈબાબાની ડોક મંદમંદ ઝૂલતી હતી.

સાંઈ કોણ હતા ? તેઓ તો એટલું જ કહેતા કે હું બધે છું, બધાનો છું, બધામાં છું. તેમનું શરીર હિંદુ હતું, મુસલમાન હતું, પારસી હતું, ખ્રિસ્તી હતું કે યહૂદી હતું એની કોઈને જાણ નથી.

એમણે એ વિષે કશું કહ્યું નથી એટલે એ હકીકત બિનજરૂરી હતી એમ આપણે માની લેવાનું. એવી ચર્ચા કેવળ કુતૂહલ સિવાય બીજો કોઈ રસ પેદા કરી શકતી નથી.

શિરડી આવ્યા ત્યારે તેમની ઉંમર સત્તર અઢાર કે વીસ વરસની હતી. સને ૧૮૮૨માં તેઓ શિરડી આવેલા. કયાંથી એ કોઈ જાણતું નથી. શિરડીમાં પોતે આવ્યા તે આવ્યા. દેહ છોડ્યો સને ૧૯૧૮માં-એ છપ્પન વર્ષમાં એમણે મસીદના એક ખૂણા ઉપરથી બીજા ખૂણા સિવાય બીજી કોઈ મુસાફરી કરી નહિ. આખરી મુસાફરી પણ ત્યાં જ કરી. સંતો વિલક્ષણ વ્યક્તિઓ હોય છે. તેમને શરીરનો સંબંધ હોય છે, પરંતુ વળગણ હોતું નથી. શરીરનો ભાર પોતે ઉપાડતા હોતા નથી. વડોદરાના શ્રી. નૃસિંહાચાર્ય પોતાની અઢાર વર્ષની ઉંમરથી બેંતાળીસ વર્ષની ઉંમરે નિર્વાણ પામ્યા ત્યાં સુધી વડોદરાની પોતાની ઝૂંપડીમાં પડ્યા રહ્યા. જીવભાવ ઓળંગી ગયેલા સંતો સૂક્ષ્મ દેહે ગમે ત્યાં વિચરતા હોય છે, ગમે તે જોતા હોય છે, ગમે તે સાંભળતા હોય છે. પોતાના ભક્તોનાં હૃદયમાં તેઓ સરળતાથી વ્યાપી જાય છે.

રામકૃષ્ણ પરમહંસને, રમણ મહર્ષિને, સાંઈબાબાને કે કોઈ પણ સંતને મનુષ્યદેહના કારણે 'મનુષ્ય' માની લેવા એ ભૂલ છે. શરીર-વિજ્ઞાનશાસ્ત્ર પ્રમાણે એ બધા 'મનુષ્યો' ખરા અને પ્રાણીવિજ્ઞાનશાસ્ત્ર પ્રમાણે 'પ્રાણી' પણ ખરા, પરંતુ આધ્યાત્મિક દૃષ્ટિથી એ પરિભાષા ભૂલ ભરેલી છે. જરા ઊંડેથી વિચારીએ. ભગવાન બદ્રિનાથનું મંદિર 'ઇમારત છે અને માણેકચોકનું શૌચગૃહ પણ ઇમારત છે. એનો અર્થ એટલો જ કે બંનેના ઘડતરમાં ચૂનોમાટી છે. પરંતુ તેથી શું'? બન્ને વસ્તુઓ નિરાળા વહેવાર સિદ્ધ કરે છે. સંત પુરુષ એ મનુષ્યરૂપે 'ઈશ્વર જ છે. બીજે કયો ઈશ્વર આપણે જોવાના હતા ?

"રાતના દસ વાગ્યે સાંઈબાબાની આરતી થવાની હતી. અમે બધાં

બાબાની સમાધિ આગળ બેઠાં. એક સંગીતકાર ભક્તે બાબાની સમાધિને સાષ્ટાંગ પ્રણામ કરી તુકારામના અભંગ શરૂ કર્યા. મેં જોયું કે બાબાનું મસ્તક જાણે મંદમંદ ડોલતું હતું. ભક્તના મસ્તક સાથે તેની સંવાદિતા લાગતી હતી.

મારું ગૂમડું હું વીસરી ગયો. આરતી વખતે બધાં ઊભાં થયાં. આરતી પછી બધાંએ બાબાની ભસ્મ–ઉદી–લીધી. મને એમાં શ્રદ્ધા નહોતી. સાંઈબાબાની પ્રતિમાથી હું સંતુષ્ટ હતો. મારાં પત્નીએ મારા કપાળમાં ભસ્મ ચોપડી. મેં વિરોધ પણ ના કર્યો

ત્યાંથી અમે બધાં ઉતારે આવ્યાં. રાતના અગિયાર વાગ્યા હતા. મારા પગે દુઃખાવો નહોતો. મેં પાટો છોડ્યો. ઘા રૂઝાઈ ગયો હતો!

બીજે દિવસે અમારે નીકળવાનું હતું. બાબાને જિંદગીભર રોટલો દીપી આપનારી વૃદ્ધ બાઈને મળવાનું બન્યું. લક્ષ્મીબાઈ બાણું વર્ષનાં છે. બાબા એમને લક્ષ્મીઆઈ કહેતા. બાબા એની પાસે રોટલો ઘડાવતા. મોજ આવે તો પોતે ખાય. નહિ તો કૂતરાને ખવડાવી દે. લક્ષ્મીબાઈ ચિડાય તો બાબા કહે: 'એ હું જ છું. એની ભૂખ મારી જ છે. માઈ! તું મને હાંકી ન કાઢ.'

લક્ષ્મીબાઈની વાત સાંભળી સાંઈબાબાનું મેં ચિંતન કર્યું. મને પેલી સંસ્કૃત પંક્તિ યાદ આવી દેહાભિમાને ગલિતે વિજ્ઞાતે પરમાત્મનિ। બાબાનું દેહાભિમાન ગળી ગયું હતું, કારણ કે અખંડ ચેતનપ્રવાહની સાથે તેઓ એકતાન બની ગયા હતા. કૂતરાનો ચેતન-પ્રવાહ અને સાંઈ નામના સંતનો ચેતનપ્રવાહ એક જ છે એવી માત્ર ખાતરી નહિ પણ અનુભૂતિ એમને થઈ ચૂકી હતી. જુદાઈ તો નામ અને રૂપની જ છે. બીજી કઈ જુદાઈ?

સાંઈબાબાએ પોતાના નિર્વાણ પહેલાં લક્ષ્મીબાઈને નવ રૂપિયા

આપ્યા હતા, જે તેમણે સાચવી રાખ્યા છે. એ નવનો અર્થ નવધા ભક્તિ છે.

લક્ષ્મીબાઈએ મને કહ્યું કે બાબાનો ગુસ્સો પાર વિનાનો હતો. તેઓનું વર્તન નિર્દોષ બાળક જેવું હતું. ચલમ પીધા કરે. ચૂલામાં લાકડું સતત બાળ્યા કરે અને આનંદમાં આવી જાય ત્યારે ગાતા ગાતા અનાજ દળવા બેસી જાય. રોગીઓના રોગ મટાડી દેતા, દુ:ખિયાનાં દુ:ખ હરી લેતા, અને બધું 'અલ્લા માલિક'ને અર્પણ કરી દેતા. એમની ભોજનની હાંડી સદા ખુલ્લી રાખતા. બહાર પડેલી એ હાંડીમાંથી કૂતરાં, કાગડા, ભિખારીઓ–ગમે તે ગમે ત્યારે પેટ ભરીને ખાઈ લેતા. જો કાંઈ વધ્યું હોય તો બાબા પોતે ખાતા, નીકર ડબલું લઈ ભિક્ષા માગી લાવતા.

બાબા કશું જ ભણ્યાં નહોતા, નિરક્ષર હતા. કોઈ એમને પુસ્તક બતાવતું તો હાથમાં લઈ ઊંધુંચત્તું કરી પાનાં ફેરવી પાછું આપી દેતા અને પછી પૂછતા, કે એમાં શું છે? મોજમાં આવે તો કોઈને વાંચવાનું કહી એક એ વાક્ય સાંભળી દરેક વાક્ય અને દરેક શબ્દના અર્થ પૂછતા. એક અર્થમાંથી અનેક અર્થ કાઢી બતાવતા અને આખરે પેલો માણસ થાકી જતો. બાબા કહેતા, કે અનુભવ વગર અર્થ જ ના હોય.

સ્વ. શ્રી. હંસદેવજી અવધૂતના નિકટના પરિચયમાં જેઓ આવ્યા હશે તેમને ખ્યાલ હશે, કે હંસદેવજીએ કદી પુસ્તક વાચ્યું કે લખ્યું નહોતું. પુસ્તક જોઈ હંસદેવજી એક બાળકની માફક હસતા ખીલી ઊઠતા. આપણે જો એમને કહીએ કે આ લેખકે આમ લખ્યું છે તો હંસદેવ બાબા મોજથી કહે કે 'લિખા હોગા. લેકિન હમને તો નહીં લિખા હૈ. ફિર ક્યા બાત?' આ વાક્યમાં કેવું ગહન સત્ય ભર્યું છે! સંત પુરુષ પોતાના અનુભવને જ સર્વસ્વ માને છે. એક વખત એને પ્રકાશનું દર્શન થાય છે પછી એ દીવાસળી શોધવા નીકળતો નથી. રામકૃષ્ણ પરમહંસને, રમણમહર્ષિને કે નૃસિંહાચાર્યને પુસ્તકોમાંથી પ્રકાશ લેવો પડતો નહિ.

લક્ષ્મીબાઈને મળી અમે મોટરમાં બેઠાં. મોટરની પુલી તથા જોઈન્ટ ચાલે ત્યાં સુધી ખરાં એવી વિરાગવૃત્તિ વ્યાપી હતી. આશ્ચર્યની સાથે મારે જણાવવું પડશે, કે છેક ધૂળિયા સુધી અમારી મોટર વગર આંચકે આવી શકી. ધૂળિયામાં અમને સ્પેરપાર્ટ મળ્યા ત્યાં સુધી એણે અમને જરા પણ હેરાન ન કર્યાં એટલું જ નહિ પણ જોઈન્ટ પણ તદ્દન મૂંગો બની ગયો હતો.

ગૂમડું, ટાયર, પુલી અને જોઈન્ટ એ બધાને અને શિરડીનાં આ અલૌકિક સંતના સંકલ્પને શું કશો સગાઈ સંબંધ હશે ?

## ૨૬. મહાકાલની તપસ્વિની

શિરડીથી અમે ધૂળિયા ગયાં અને ત્યાં એક રાત ગાળી, વહેલી સવારે અમે ઇંદોર તરફ રવાના થયાં. અમારે ચાર કલાકમાં ઇંદોર પહોંચીને ત્યાં જમી પરવારી ઉજ્જૈન જવું હતું. મોટર ઠીક ઠાક થઈ ગઈ હતી અને અમારી મુસાફરી નિર્વિઘ્ને પૂરી થશે એવી અમને આશા હતી.

ધૂળિયાથી ઉજ્જૈનનો રસ્તો રળિયામણો નહોતો. જમીન સફી ભંઠ હતી અને ગરમી ઘણી હતી. નર્મદાનો પુલ ઓળંગતાં ઠંડા પવનની લહેર અનુભવી અને પછીનો રસ્તો જોતજોતામાં કપાઈ ગયો. બરાબર સાડા અગિયાર વાગ્યે અમે ઇંદોર પહોંચી ગયાં અને જમી પરવારી ભર બપોરે દેવાસને રસ્તેથી ઉજ્જૈન ઊપડ્યાં. બપોરનો તડકો અંગારા જેવો ધીખતો હતો. આખરે લગભગ બે અઢી વાગ્યે અમે ઉજ્જૈન પહોંચ્યાં.

અમારે ફક્ત ભગવાન મહાકાલેશ્વરનાં દર્શન કરી ધાર થઈ દાહોદ અને ગોધરાને રસ્તેથી અમદાવાદ વહેલું વહેલું પહોંચી જવું હતું. ઉજ્જૈનમાં બે કલાકથી વધારે રોકાવાની અમારી કોઈની ઇચ્છા નહોતી.

ઉજ્જૈનમાં મને સમ્રાટ વિક્રમાદિત્ય યાદ આવ્યા અને મહાકવિ કાલિદાસની મધુર પંક્તિઓ આપોઆપ ગુંજવા લાગી. ચારે તરફ હું

કાલિદાસને જોવા લાગ્યો. મહાકાલેશ્વરના મંદિરમાં પણ કાલિદાસને બેઠેલો હું જોતો હતો.

મહાકાલેશ્વરનું મંદિર આવ્યું અને જય મહાકાલ કરતી અમારી મોટર થંભી. આપણાં બાર જ્યોતિર્લિંગમાંનું આ એક અતિવિખ્યાત જ્યોતિર્લિંગ જોઈ આનંદ થયો. ઇતિહાસનાં પડો ખૂલતાં ગયાં અને કલ્પનાની પાંખો ફેલાવા લાગી.

ભગવાન મહાકાલના જ્યોતિર્લિંગનાં દર્શન કરી બ્રાહ્મણો પાસે વેદોચ્ચાર કરાવ્યો. વેદવાણી સાંભળીને અમારા સૌના આત્મા પ્રસન્ન થયા. પછી અમે મંદિરમાં ફરવા લાગ્યાં. દક્ષિણાલોભી બ્રાહ્મણોને તેમની નહિ પરંતુ અમારી ઇચ્છા પ્રમાણે સંતોષી અમે મંદિરની બહાર આવીને ચા મંગાવી. હજી અમારે ક્ષિપ્રા નદી ઉપર જવાનું બાકી હતું.

બહાર આવ્યા પછી પણ અમને કોઈ જંપીને બેસવા દેતું નહોતું. માગણોનું ટોળિયારું ઊભરાયું હતું. એક બે ને પાંચ નવા પૈસા આપતે આપતે પરચૂરણની અમારી કોથળી ખાલી થઈ ગઈ.

'તમને જો મહાકાલ ભગવાનમાં શ્રદ્ધા હોય તો તમે માગો છો કેમ?' હું કેટલાકોને પૂછતો. તેઓની પાસે જવાબ નહોતો. પછી હું ઉપદેશ આપવાના 'મુડ'માં આવીને કહેતોઃ 'માગો છો માટે નથી આપતો. માગેલું આપવું તે દાન નથી.'

આવો ઉપદેશ આપવાથી મને ટાઢક વળતી. હું મારા પર ખુશ થતો. ઉપદેશની અસર કશી થઈ હોય તેવું લાગ્યું નહિ. દયા નામની અમારી નબળાઈને કે જે કહો તેને પીગળાવી નાખવાની કળા આ બધા માગણોએ સારી રીતે હાંસલ કરી હતી.

તેવામાં મારી નજર અમારાથી થોડેક જ છેટે બેઠેલી એક આકૃતિ

તરફ ગઈ. એ આકૃતિ કોઈ યુવાન સ્ત્રીની હતી. તપેલા તાંબા જેવો એના મોંનો વર્ણ હતો. આટલા માગતા હતા પરંતુ એ સ્ત્રી એક તસુ પણ ખસતી નહોતી. એના અંગ ઉપર એક સફેદ વસ્ત્ર હતું અને આંખોમાં વિરાગની ખુમારી હતી. બીડી પીતી પીતી ધુમાડા જેની વિચારમાં લીન તે બેઠી હતી.

માગણોની હાર ચાલુ હતી. અમારી પીગળેલી દશાનો લાભ લઈ એ બધાં પાઈ પૈસો લઈ જતાં હતાં. અમારે બીજા પાંચ રૂપિયાનું પરચૂરણ મગાવવું પડ્યું. હું જોયા કરતો હતો, કે પેલી યુવાન તપસ્વિની પોતાનું આસન છોડી માગવા આવતી નહોતી, અને પોતે અમારી તરફ પણ જોતી નહોતી. આખરે હું એની નજીક ગયો. એણે મારા તરફ અને મેં એના તરફ જોયા કર્યું.

'ક્યાંનાં છો?' મેં પૂછ્યું.

'મારું શરીર બિહારનું છે.' એણે વિરક્તિથી જણાવ્યું.

'ખાવા-પીવાનું મળી રહે છે?'

'મહાકાલને માથે ચિંતા છે.'

એના જવાબો એની મસ્ત દશાના સૂચક હતા. ઈશ્વરને આંગણે બેસીને ભીખ માગવી તેના સમાન બીજી કઈ નાસ્તિકતા? કોઈ પણ ધર્મમાં 'માગવા'નું કહ્યું જ નથી, દરેક ધર્મમાં 'આપવાનું' કહ્યું છે. જેને ઈશ્વરમાં ખરી શ્રદ્ધા હોય છે તે કદી માગતો નથી ઈશ્વરનું નામ બોલીને ભીખ માગવી એના સમાન બીજું કયું પાપ હશે?

અમે એ તપસ્વિનીને ભોજન કરાવ્યું. બાજુમાં બેઠેલા ખુમચા-વાળાએ નીચે મુજબ હકીકત કહી:

'છેલ્લા એકાદ વરસથી આ તપસ્વિની અહીં આવી છે. એ

કોઈની પાસે કદી કશું માગતી નથી. એ ભાગ્યે જ કશું બોલે છે. ટાઢ, તાપ અને વરસાદમાં આ એક જ વસ્ત્ર પોતે રાખે છે. એની પાસે એકકે વાસણ નથી. કોઈને ઇચ્છા હોય અને એને ખાવાનું અપાવે તો પોતે ખાય છે, નહિતર ભૂખી પડી રહે છે. પોતાનાં માબાપ તરીકે એ મહાકાલને ઓળખાવે છે. એ કોઈના ઉપર કદી ક્રોધ કરતી નથી તેમજ માયા પણ દાખવતી નથી. એને કોઈ પૂછે કે તમારે કાંઈ જોઈએ છે, તો કહે છે, કે મહાકાલને પૂછો. બે ત્રણ બીડી મળે છે તો ખુશ રહે છે. કદી બોલતી નથી, અગર માત્ર જરૂર પૂરતું જ બોલે છે. કોઈ જો એને જૂનાં અને ઊતરેલાં કપડાં આપે તો પોતે લેતી નથી. શરીર એ ભગવાનનું મંદિર છે, એને જૂનાં અને ઊતરેલાં કપડાં ના પહેરાવાય, એવી મતલબનું એ કહે છે. રાતે એ ભાગ્યે જ ઊંઘતી હોય છે અને દિવસે પણ આ ઝાડ નીચે બેસી રહે છે.'

ખૂમચાવાળાની હકીકત સાંભળી મેં તપસ્વિની તરફ જોવા માંડ્યું. એ તો આંખી બેડી બેડી બીડી પીતી હતી. એને એવી કઈ સ્થિર વસ્તુમાં રસ હશે, કે આવી રીતે બેસી રહેતી હશે? મારે એના મનના તરંગો જોવા હતા. હું ફરીથી એની નજીક ગયો.

'શાના વિચારમાં બેસી રહો છો?' મેં પૂછ્યું.

એણે મને જવાબ આપ્યો નહિ. મેં સંતોષ માન્યો.

વિચાર તો એ જરૂર કરતી હતી, પરંતુ એની ચર્ચામાં એને પડવું નહોતું. વાતચીત કરવાથી પોતાની રસસમાધિનો ભંગ થશે એ વિચારે તે મૌન રાખતી. પોતાનો અનુભવ એને શાંતિ અને તૃપ્તિ આપી રહ્યો હતો. બાહ્ય જગત સાથે એને ફક્ત ન છૂટકાનો જ સંબંધ સેવવો હતો. એ સંબંધ પૂરો થતાં એ પોતાના અંતરમાં ઊંડી ઊતરી જતી.

શાંભવ યોગિનીઓ વિષે મારી જે અલ્પ સમજ છે તેના આધારે-

હું જણાવીશ, કે આ યુવાન તપસ્વિની એવી એક શાંભવ યોગિની હતી. એને ષટ ચક્રનો ભેદ થવાની બહુ વાર નહોતી. મૂલાધાર ચક્રમાં ઓંકારના મંત્રબીજનો નિક્ષેપ કોઈ સમર્થ ગુરુએ કર્યો હશે. મૂલાધારથી સ્વાધિષ્ઠાન ચક્ર પર્યંત એને મંત્રોદ્ભવ થઈ રહ્યો હતો. મંત્રોદ્ભવનું નામ જ 'જ્યોતિઃ લિંગ' છે. જે મહાકાલ ભગવાનની એ વાત કરતી હતી એ મંત્રોદ્ભવના પરિણામે વ્યાપેલું જ્યોતિર્લિંગ હતું.

આ બધું ગપાષ્ટક છે એવું માનનારાઓને મારે એટલું જ કહેવાનું કે અભ્યાસ અને અનુભવ વગરનું બધું ગપાષ્ટક છે. તત્ત્વજ્ઞાન એ કોઈ કોઈ પંડિતે લખેલી હજાર પાનાની ચોપડી નથી. એ ચોપડી વાંચીને કોઈ તત્ત્વજ્ઞાની થઈ શકતો નથી. તત્ત્વજ્ઞાનનો ઉદય ઉપાસનાના અંતે થાય છે. ઉપાસનામાં આખું મંત્રશાસ્ત્ર સમાઈ જાય છે. મંત્ર એ ફક્ત અક્ષરો નથી પરંતુ ગુરુના કૃપાકટાક્ષથી હૃદયમાં સિંચાયેલી શબ્દશક્તિ છે. કૃપાકટાક્ષ કોના ઉપર ઊતરે છે ? જેના હૃદયમાં અહંકારનો સંકોચ થઈ પ્રેમભાવ જાગ્રત હોય છે, જે કેવળ કુતૂહલી નથી, જેનામાં લોભ અને મોહની માત્રા બહુ ઓછા પ્રમાણમાં હોય છે, તેવાને ગુરુનો પ્રસાદ પ્રાપ્ત થાય છે.

આવું બધું માનવા માટે આ જમાનો જો તૈયાર ના હોય તો આ જમાનો યોગમાર્ગને કદી ઓળખી શકવાનો નથી.

યોગીજનો સાધારણ રીતે અજ્ઞાત રત્ન જેવા હોય છે. એમને જાહેરાતો પસંદ હોતી નથી. એમને 'બહાર' લાવો તોપણ તેઓ સદા 'અંદર' જ વસે છે. તેઓ કદી 'શિષ્યો' કરતા નથી. એમની પાસે જતા આવતા હો, દિલ મળી ગયું હોય અને કાંઈ પામો તો જુદી વાત છે, પણ કંઠી બાંધવાની હોતી નથી.

લગભગ પાંચેક વાગ્યે અમે ઉજ્જૈન છોડ્યું. પેલી તપસ્વિની તો બેઠી હતી તેમ જ વિચારમાં બેસી રહી. એની પાસે એ કેરી મૂકી અમે

વિદાય લીધી. ધારને રસ્તે થતા પહેલાં અમે ક્ષિપ્રાને કાઠે ગયાં. ક્ષિપ્રા પણ પેલી તપસ્વિની જેવી શાંત, સૌમ્ય અને આત્મનિષ્ઠ લાગી. હજારો વર્ષથી તે પણ શુ પોતાના આંતર તરંગોમાં મસ્ત વહેતી નથી ? એને કયા કોઈની સાથે માયામમતા છે ? એને ક્યાં કોઈની સાથે વેરઝેર છે ? એના કાંઠે આવી એના પાણીમા નાહી જાઓ તો અને ઘંટારવ કરી જાઓ તો 'એ તમને ના કહેતી નથી. અને ના આવો તો બોલાવતી પણ નથી.

મનોહર ચિત્રો લગભગ દોઢેક હજાર વર્ષથી જાણે અમારી રાહ જોતાં હતાં. અમને જોઈને એ ચિત્રો પ્રફુલ્લિત બની ગયાં અને પોતાની કહાણી મન મૂકીને કહેવા લાગ્યાં. એ કહાણી સાંભળતો સાંભળતો હું દોઢ હજાર વર્ષોનો ગાળો વીસરી ગયો.

લગભગ નવેક વાગ્યે અમે બાઘ છોડ્યું અને ગોધરા સુધીનો સો માઈલનો પંથ પૂરો કર્યો, ત્યારે બરાબર બાર વાગ્યા હતા. મધ્યાહ્નનો સૂર્ય ખાસ કડતો નહોતો. નાસ્તો કરી, પેટ્રોલ પુરાવી, ભરબપોરે અમે ગોધરા છોડ્યું, ત્યારે લગભગ બે વાગ્યા હશે. અમારે પાંચ વાગ્યાની ચા ઘેર જઈ પીવી હતી. અમે જ્યારે દક્ષિણની આ યાત્રા શરૂ કરી ત્યારે ચા પીને બરાબર સાંજે પાચ વાગ્યે પ્રસ્થાન કર્યું હતું એટલે તે જ સમયે પહોંચવું એવું નક્કી કર્યું હતું.

સાડા ત્રણ વાગ્યે અમે નડિયાદ આવી પહોંચ્યાં અને ત્યાં દસેક મિનિટ ખોટી થઈ છેલ્લી ફાળ શરૂ કરી. મારે જણાવવું જોઈએ, કે બરાબર પાંચને ટકોરે અમારા બહાદુર રથરાજે અમને અમારા ઘરના દરવાજામા મૂકી દીધાં. ઊતરીને બધાએ અમારા રથરાજને થાબડ્યો. એના માઈલોમીટરે અમને કહ્યું, કે એણે ચાર હજાર ચાર સો અને છોતેર માઈલ કાપ્યા હતા અને હવે પોતે આરામનો હક્કદાર હતો. મારે સાભાર ઉમેરવું ઘટે કે આ યાત્રાનું પુણ્ય અમારા એ પરોપકારી મિત્રને ફાળે જતું હતું.

*

## ૨૭. પૂર્ણાહુતિ

મહાકાલ અને ઉજ્જૈનને નમસ્કાર કરી અમે અમારી મુસાફરીની પૂર્ણાહુતિ શરૂ કરી. અમે ઉજ્જૈન છોડયું ત્યારે લગભગ ચાર વાગ્યા હતા, છતાં ભગવાન સહસ્રરશ્મિની ઉગ્રતા શમી નહોતી. મુસાફરીનો થાક ચડયો હતો અને આજની છેલ્લી રાત ધારના ડાક બંગલામાં ગાળી અમદાવાદ ભેગા થઈ જવાની ઉત્કંઠા પ્રબળ બની હતી. સૂરજ નમી ગયો અને ધારાનગરીની સીમ દેખાઈ. ડાક બંગલા આગળ આવી પહોંચતાં જ અંધારું થઈ ગયું હતું. નસીબ પાધરું હોવાથી બંગલામાં જગ્યા મળી અને ચા-પાણી અને નાસ્તો કરી અમે ખુશનુમા રાત્રિમાં નિદ્રાને આધીન થઈ ગયાં. અમારી મુસાફરીની આ છેલ્લી અને ચુમ્માલીસમી રાત્રિ હતી. આવતી કાલનો સૂર્ય જાણે અમને વધાવતો હોય તેમ વહેલો વહેલો દોડી આવ્યો.

પાંચના ટકોરે અમે બધાં ઊઠી ગયાં અને છ વાગ્યે અમારો રથરાજ વિજેતાની છટાથી ચાલવા લાગ્યો. સવારની મંગલતામાં ભીલોની ભૂમિની ઉજ્જડતા કંઈ નહિ અને બાઘ પહોંચ્યાં ત્યારે લગભગ આઠ વાગ્યા હતા અને ચાની તલપ ચડી આવી હતી. ચા પીને અમે બાઘની નજદીક આવેલી બૌદ્ધ ગુફાઓ જોવામાં એકાદ કલાક ખર્ચી નાખ્યો.

બાઘની ગુફાઓ અંદરથી બતાવવા માટે ત્યાંનો સરકારી માણસ મોટી બત્તી લઈ અમારી સાથે ફર્યો. ઘોર અંધારામાં ગુફાની અંદરનાં

મનોહર ચિત્રો લગભગ દોઢેક હજાર વર્ષથી જાણે અમારી રાહ જોતાં હતાં. અમને જોઈને એ ચિત્રો પ્રફુલ્લિત બની ગયાં અને પોતાની કહાણી મન મૂકીને કહેવા લાગ્યાં. એ કહાણી સાંભળતો સાંભળતો હું દોઢ હજાર વર્ષોનો ગાળો વીસરી ગયો.

લગભગ નવેક વાગ્યે અમે બાઘ છોડ્યું અને ગોધરા સુધીનો સો માઈલનો પંથ પૂરો કર્યો, ત્યારે બરાબર બાર વાગ્યા હતા. મધ્યાહ્નનો સૂર્ય ખાસ કઠતો નહોતો. નાસ્તો કરી, પેટ્રોલ પુરાવી, ભરબપોરે અમે ગોધરા છોડ્યું, ત્યારે લગભગ બે વાગ્યા હશે. અમારે પાંચ વાગ્યાની ચા ઘેર જઈ પીવી હતી. અમે જ્યારે દક્ષિણની આ યાત્રા શરૂ કરી ત્યારે ચા પીને બરાબર સાંજે પાંચ વાગ્યે પ્રસ્થાન કર્યું હતું એટલે તે જ સમયે પહોંચવું એવું નક્કી કર્યું હતું.

સાડા ત્રણ વાગ્યે અમે નડિયાદ આવી પહોંચ્યાં અને ત્યાં દસેક મિનિટ ખોટી થઈ છેલ્લી ફાળ શરૂ કરી. મારે જણાવવું જોઈએ, કે બરાબર પાંચને ટકોરે અમારા બહાદુર રથરાજે અમને અમારા ઘરના દરવાજામાં મૂકી દીધાં. ઊતરીને બધાએ અમારા રથરાજને થાબડ્યો. એના માઈલોમીટરે અમને કહ્યું, કે એણે ચાર હજાર ચાર સો અને છોતેર માઈલ કાપ્યા હતા અને હવે પોતે આરામનો હક્કદાર હતો. મારે સાભાર ઉમેરવું ઘટે કે આ યાત્રાનું પુણ્ય અમારા એ પરોપકારી મિત્રને ફાળે જતું હતું.

*